# લાલ દીવો
અથવા
# ભાગ્યહીન ભિખારણ.

લેખક
શિક્ષક-ખંડેરાવ માનાજી પવાર

પ્રકાશક
" ગુજરાતી " સાહિત્ય મંદિર
જેકીશનદાસ ત્રિભુવનદાસ પટેલ
સલાબતપુરા—સુરત.

સોલ એજન્ટ
બુકસેલર સાકરલાલ બુલાખીદાસ રીચીરોડ—અમદાવાદ.
અને
બુકસેલર સી૦ સી૦ શાસ્ત્રી કાલબાદેવી રોડ—મુંબઇ.



આવૃત્તી ૨ જી. પ્રત ૨૦૦૦.

સુરત—બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી " અનાવિલ "
પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયકે છાપ્યું.

મૂલ્ય આઠ આના.

અતિ લોકપ્રિય

ભાગ ૧-૨

# ગુજરાતી ગાયનમાળા.

કીંમત દરેકના છ આના.



મળવાનું ઠેકાણું:—

"ગુજરાતી" સાહિત્ય મંદિર.
સલાબતપુરા—સુરત.

અને સોલ એજન્ટો.

સાકરલાલ બુલાખીદાસ રીચીરોડ, અમદાવાદ.
તથા
સી. સી. શાસ્ત્રી કાલબાદેવી રોડ, મુંબઇ નં. ૨.

# લાલ દીવો.

## હરિગીત.

ભિખારણ:—

નાહાની રોળી રમતમાં ભોળી જુવાની જારીમાં,
ઘડપણ મહીં તરફડયા કરે છે મોતની મહામારીમાં.
રે ઝેરી ખંજર ઝઝુમતું યમદુતનું સો શિર પરે,
ઓ આ પડયું, આ પડયું, કે, પણ માર્ગના સાચો ધરે, ૧

જાલીમ જુવાની જારીનો જો જંગી જંગ જગાવતી,
તન મન અને ધન ભસ્મ કરીને ઝાર ઝાર રડાવતી.
જો સમય ખાએ સમયને એ સમય ક્રૂર અસુર છે
છે સમયવિજયી કોક જેમાં શૂરનૂર ભરપુર છે. ૨

સંસારીઓના માર્ગમાં છે ખતાના ખાડા ઘણા,
ત્યાં ઠોકરાઇ સુધરતા શાણા જનો દુનીયા તણા.
ઉપદેશ રૂપી લાલ દીવો છે જુવાની કારણે,
ના ચેતશો તો અંતમાં તાળાં વસારો બારણે. ૩

અજ્ઞાન કેરી આગગાડી આંખ મીંચી દોડશે,
કંઇ હિંદ કેરાં બાળ છુંદી જીવન દોરી તોડશે,
આ ભય સૂચવતો લાલ દીવો અંધ થઇ ભાળે નહિ
કરીને અનર્થો કારમા દુઃખના ડુંગર ખાળે નહિ. ૪

એક સ્ત્રીઃ—

" ઉપદેશ રૂપી લાલ  દીવો " સાંભળી વિસ્મય  રઈ,
સો કામને પડતાં  મૂકી  હું  બારણે  આવી  રહી.
ઉભી  ભિખારણ આંગણે એ કરૂણ ગીત ગાતી હતી,
નિજ  અશ્રુની ધારા વતી ભર ઉનાળે ન્હાતી હતી.  ૫

ફાટાં  તુટાં વસ્ત્રો હતાં ને  જીગર પણ ફાટયું હતું,
એ  ફાટીફાટી  આંખ  માંહે  સ્પષ્ટ જોવાતું  હતું,
કરઅંગુલી  ઝાલી  ભિખારણ  બાળ  સંગે ચાલતો,
નિજ  માત રડતી  ભાળીને તે ઉષ્ણ  આંસુ ઢાળતો.  ૬

તે બાળ કેરા  હૃદયમાં ના મા  સમાં જખમો  હતાં,
પણ એક લોહી સાબિતીનાં ચિન્હ સૌ જાગૃત  થતાં.
કળદર મહીં  ડુબી  છતાં કાંતિ  અસલની  ઓપતી,
જો  મેઘ માળા  ચંદ્ર છુપવે  પણ કળા ના લોપતી.  ૭

સુતમાત  રડતાં ભાળીને  દીનદાઝ  અંતરમાં  ધરી,
મેં  પાણી પાયું  શીતળું  પરસાળમાં લાવી  કરી.
ભૂખ્યાં હતાં સુતમાત બે,  સંતોષી ભુંડી  ભૂખને
કયાંથી  રૂઝવું બાઈનાં તાજાં  જખમનાં  દુઃખને ?  ૭

દુઃખ જાણવા તે બાઇનાં આગ્રહ અતિશય મેં કર્યો,
શરમાઇને  તે  બાઇએ  નાકારનો  પડદો  ધર્યો.

તે જાણવા મેં હઠ કરી તવ બાઇ મુખથી ઉચરી.
" રે ! વાત મારી સાંભળી ધિક્કારશો કરશો પરી ૮

હું પાપિણીના અંગમાં વિષપાપનો સંપર્ક છે,
હિન ભાગિની જીવતાં જીવતરે ! નર્ક માંહે ગર્ક છે "
હું શાંત વાણી ઉચરી કાંઈ વિમાસણ ના ધરો,
મનમહીંથી ભય પરહરો મનવાતને સાદર કરો. ૯

ભિખારણ:—

બ્રાહ્મણ તણી હું બેટડી ગુજરાત ભૂમિ નામ છે.
મુજ જાતને જનની જમીનનાં નામ તેવાં કામ છે.
માબાપનું મુખ જોયું ના સુખ તેમનું કયાંથી મળ્યું ?
હા ઝોળીનાં દુખીઆં કદી સુખીઆં થયાંનું સાંભળ્યું ? ૧૦

હું શ્વસુરગૃહે ઉછરી તે વિણ સગું નહોતુ છતું,
મેં નજર નાખી ન્યાળી જોયું જગત સાસરીયું હતું.
સૌ શાણપણમાં શૂર સાસુ શ્વસુર સુર સુરલોકનો..
મુજ નણંદનાં નખરાં નવાં ને પતિ પાપી પેટનો ૧૧

રે ! પતિ સંગે પતિસુખ હું પરાણે પામી નહિ !
અમ હૃદય કેરી શૃંખલા રે ! પરસ્પર જામી નહિ !
વરસો વીત્યાં દશબાર પણ સંતાન મુખ જોયું નહિ
બદનામ ચોંટયું વાંઝણીનું દુઃખ હરે ખોયું નહિ. ૧૨

કો વાંઝણી નિજ પતિપ્રેમે આત્મ દુઃખ વિસારતી,
સ્થિતિ વિચારી લક્ષ્મીની આનંદ મન વિસ્તારતી.
હું દીનહીનને જ્ઞાન ના કંઈ ભજન ભક્તિ ધ્યાન ના
સંસારનું પણ ભાન ના બે કાન પણ કંઇ સાન ના ૧૩

મુજ સ્વામીનો જીવલગ સખા વાચાળને વરણાગીઓ
સંગીતમાં પૂરો કુશળ મમ સુખ દુઃખનો ભાગીઓ
વળી તાન ટપ્પામાં પતિને વશ કરી લીધા હતા,
બે એક માના પુત્ર પેઠે કામ સૌ કીધાં હતાં. ૧૪

તે બોલવા મથતો બહુ પણ બોલ હું ના વાળતી
"પર પુરુષ સાથે વાત શી ?" સ્ત્રી ધર્મ એવો પાળતી.
મમ દૈવયોગે મહાવ્યાધિ ઘર કરી મુજમાં રહ્યો.
નવ માસ પાથરણે પડી પરિતાપ મેં અનહદ સહ્યો ૧૫

બહુ ખંત રાખી દવાદારૂ "મિત્ર" મુજ પતિનો કરે,
ચિંતા અધિક સૌથી કરે ને જાગરણથી ના ડરે.
ઉપકાર પણ વધતો ગયો મમ શરમ પણ છુટતી ગઇ
ઉપકાર તેના મમ હૃદયમાં પ્રેમથી ઘુંટતી થઇ. ૧૬

**સુખ માગતા મૃત્યુ મળેના ટાંક વિધિની ના ટળે,**
**જગવાયરા જો હોય બાકી જીવન દોરી કાં બળે ?**
સાસુ તણું સુખ ભાગ્યમાં ના મરણને તે શરણ થઇ
બહુ કનડગત કરનાર નણદલ સાસરે તેને ગઈ. ૧૭

જવ ઘર પડયું મારે શિરે સુખની ઘડી નજરે પડી
મૃગજળ સમી દીઠી ન દીઠી દુઃખ ઘડી આવી ચડી
સૌભાગ્ય સુરજ સ્વામી મારા સ્વર્ગમાં સીધાવીઆ
લુખાસુકા મમ ભોગ ભૂડા ભાવિને નવ ભાવીઆ. ૧૮

મમ કર્મભોગે શ્વસુર કંઈ સરકારી કામે દુર ગયા
ઘર સોંપી મુજને મિત્રને દસબાર દી અળગા થયા.
એ મિત્ર પતિને આવીને બેચાર દિનમાં મળી જતો.
આનંદ વાત સુણાવીને નિજ કામ લેખો ભળી જતો. ૧૯

જયાં ખેલ નામાંકિત થતો શીરીં અને ફેરહાદનો
નર નારીઓ જોવા જતાં નટ, નૃત્ય, ગાયન, વાદનો
ટોળે મળે જ્યાં નારીઓ ત્યાં બ્યાન નાટકનું કરે,
સુણીને પ્રશંસા તેમની જોવા બીજીએ સંચરે. ૨૦

લાગી લગન જોવા તણી પણ વાત કો આગળ કરૂં
સૂનું મૂકી ઘર રાતના કઈ બાઇ સંગે સંચરૂં ?
જવ મિત્ર પતિનો આવીયો વાતો ઉકેલી અવનવી,
થઇ વાત પરથી વાત તે શીરીં અને ફેરહાદની ૨૧

સહુ વાતમાં ને વાતમાં મરજી મમ જાણી લીધી,
તે નવીન નાટક પેખવા ઉશ્કેરણી ભારે કીધી.
'પર પુરૂષ કેરા સંગમાં અબળા અકેલી જાય ના
જો હૃદય હોયે શુદ્ધ તોએ જગ વિરૂદ્ધ વર્તાય ના' ૨૨

ગઈ એમ આનકાની કરતાં મિત્ર સંગે કંઇ ઘડી,
ગાળી, છતાં ટાળી શકી ના, વાંછના અંતે નડી !
મન રહ્યું ના મમ કાબુમાં, જોવાતણો નિશ્ચય કર્યો
પર પુરૂષ સાથે કેમ જાવું એજ મન ખટકો રહ્યો ૨૩

લેવા પુરૂષનો વેષ મુજને મિત્રએ આગ્રહ કર્યો,
અબળા છતાં પ્રબળા બની મેં સ્વાંગ મર્દનો આદર્યો
લઈ ધોતીયું હીરકાનીનું બંઠી બદન લીધાં સજી
દુનિયા વિરૂદ્ધ મેં વર્તવાને શરમને દીધી તજી ૨૪

ડગલો સજ્યો મેં અંગ પર ને ગળે બેસ વિંટાળીઓ
ફેંટો લપેટી શિર ઉપર મેં લોકભયને ખાળિયો.
રજની હતી કાળી વળી મમ કૃત્ય પણ કાળાં હતાં
રે ! અષ્ટ અંગે હૃદય સંગે કંપના ચાળા હતા. ૨૫

પણ અંતરાત્માબોધ મારા મન મહીં ના ઉતરે !
હિત સૂચના આત્મા તણી માને જનો ભવજલ તરે
મન મારવા બદલે અરે ! મેં અંતરાત્મા મારીયો !
મેં પુરૂષ વેશે મિત્ર સંગે બારણે પગ કાઢીયો. ૨૬

અંધારી રાતે પુરૂષ ઠાઠે મિત્ર સાથે હું ગઇ,
અમ ઉભય બેઠાં સાથસાથે પ્રેક્ષકો ભેગાં જઇ.
આશક હતો શીરીં ઉપર ફરહાદ પુરા પ્રેમથી,
સ્વાધીન કરવા શીરીંને ડુંગર ખણ્યો વીર નેમથી. ૨૭

શ્રમને સહ્યાં કષ્ટો ખમ્યાં, ઘા વેઠીયા પ્રિય કારણે,
પ્રિયમિલનની લાગી લગન સોંપ્યું જીવન યમ પારણે.
મુખથી **શીરીં** રટતો હતો ગિરિકંકરો ખણતો હતો,
પાષાણગિરિનો ભંગ કરીને પ્રેમગિરિ ચણતો હતો. ૨૮

સત્પ્રેમગિરિની દિવ્યતા જોઈ **શીરીં** અંજાઈ ગઈ!
પલમાં પતંગની પેઠ પ્રેમી પ્રેમ પર પલટાઈ ગઈ!
મળવા ન માગ્યો શીરીંને ફરહાદ અંતિમ પળ લગી!
પ્રિય પામવા બસ પ્રેમ ખાતર પ્રાણ આહુતિ દીધી! ૨૯

થઈ પ્રેમ વેશ ગઈ પ્રેમદા ત્યાગી અમીરી પલકમાં,
અતિ મસ્ત થઈ બસ પ્રેમમાં લીધી ફકીરી ખલકમાં.
ફરહાદ કેરી કબ્ર પર અશ્રુ વહાવ્યાં શીરીંએ!
અંદર સમાવી શીરીંને તે પ્રેમી કબ્ર અધીરીએ! ૩૦

સત્પ્રેમ તરસ્યા માનવીની જીવનપદવી ઉચ્ચ છે,
સંસાર કે ધનવિભવ તેને સ્વર્ગસુખ પણ તુચ્છ છે.
હું પ્રેમનો આદર્શ જોઈ પ્રેમથી પીગળી ગઈ,
ના જોયલું જોઈ મતી મારી અતિ અવળી થઈ! ૩૧

મધરાત વીતતાં ઘેર આવી મિત્ર પણ સંગે હતો,
ઘરમાં પ્રવેશીને થયો તે મિત્ર ઉછરંગે છતો!
મલકાવીયું મુખ મિત્રએ પાલવ ધરી ઘુંટણ પડયો
મુખકમળ કરમાવી દઈને દીનવાણી ઉચરયો ૩૨

ફેરહાદ સમ હું પ્રેમ પ્યાસો તું શીરીં મમ પ્રાણની
મોહિત કર્યો તેં મોહિની માલિક હવે આ જાનની
કંઇ વર્ષથી મુખચંદ્ર તારૂં આ જીવન દમતું હતું,
બસ જાગતાં કે ઉંઘતાં એ નયનમાં રમતું હતું ૩૩

તુજ કોકિલા સમ મધુર સુર જે સદનમાં ગાજ્યા કરે,
વસંતગૃહ તે વિશ્વનું વ્હાલો વિષય ક્યાંથી મરે ? !
તું મારશે વચનપ્રહારે બેકદર થઈ જાનથી,
પણ પ્રાણ આ મરશે ન તારા નયન–અમૃત પાનથી ૪૩

તત્કાળ હું બોલી ઉઠી કંઇ સાન શુદ્ધ છે કે જરા ?
નાટક તણા ચેતક મહીં છો દિવાના કે બાવરા ?
ગણ દિવાનો કે બાવરો તે માન્ય સૌ મુજ શિર છે
તવ પ્રેમઅમૃતઔષધી એ રોગ પર અકસીર છે ૩૫

ખણશે કદાપિ આશાવલ્લી હૃદયના મૂળમાં જઇ,
એ અમરવેલી થઇ વળગશે પ્રાણને તજશે નહિ.
કળિયુગ છે સત્યુગ નથી આ જગ મહીં નિહાળીલે,
જો દ્રષ્ટિ આડે સૃષ્ટિ ખેલે લાલલલના તાળી લે. ૩૬

હું એક ઉત્તર બોલીના મન લાજ લોકસમાજની,
મનમાં ખટક ખટકી રહી આ લોક લાજની પાજની
એ લોકલાજની પાજથી અટકે જનો, જયકાર છે,
જે લાજ છોડી કાજ કરતા મનુષ્યને ધિક્કાર છે. ૩૭

મેં લાજ છોડી પાપિણીએ મન ચડયું વંટોળીએ
સૌ ભાવિ સુખડાં રોળીને હું ઝંપલાણી હોળીએ.
મુજ શ્વશુર સંગમાં હોત તો આ જીવન થાત ન કોયલો
પ્રાચુ કહ્યું છે શાસ્ત્રમાં એકાંત વાસજ હોયલો ! ૩૮

હું કામવશ થઈ કામિની તે મિત્રને શરણે ગઇ,
રજની વિતાડી મિત્ર સંગે મદનને ચરણે જઇ.
અંધારી જેને કામની તે છતી આંખે અંધ છે.
પુધર્મ નીતિદીપ ઉજ્જળ દેખવા પ્રતિબંધ છે. ૩૯

અજબ કામણ કામનુ મરવા છતાં મીટે નહિ,
રતિરંગ લાગે કારમો ફાટે છતાં ફીટે નહિ.
માયા પ્રસારી મિત્રએ વાતો પલાયનની કરી,
ધન દાગીના લઇ મિત્ર સંગે ચોર–પગલે પરવરી. ૪૦

પવનચકકી ચિત્તની અસ્થિર કો સ્થિર કરી શકે ?
કમળમય યૌવનનદી મદઘેલડી ન તરી શકે !
ત્યાગ કીધો ઘર તણો, સ્ત્રીધર્મનો, સંબંધીનો,
મોહ લાગ્યો મિત્ર શું બસ અહોરાત્રિ સંધીનો. ૪૧

સ્ત્રીધર્મ વાતો સહેલ છે પણ પાળવી મુશ્કેલ છે.
પવનચકકી મનતણી માયા બળે વંઠેલ છે.
મોહ કેરી જાળમાં લપટાઇ પંખીણી પુરી,
મિત્ર જયાં લઈ જાય ત્યાં હું જવામાં થઇ ગઈ શૂરી ૪૨

મહરાઈધુનમાં મિત્ર મમ ગુણુ ગાય મંગળ અષ્ટકે
મહરાઈ જેને મસ્તકે બુરાઇ તેને હસ્તકે.
મુંબઇ ગયા દિન કંઇ રહ્યા મનમાં કુલી મા'તી નહિ,
સુખ મિત્રનું જોયાં વિના હું કદાપિ ખાતી નહિ. ૪૩

ખરચી ખુટી સંગે લીધેલી મિત્ર નાટકમાં રહ્યા,
રે ! નાટકી ગુણુ મિત્રના મારા મહીં દાખલ થયા !
ત્યાં તાનટપ્પા હું શીખી વળી રંગભૂમિ પર ઉતરી
વિખ્યાત સ્ત્રી ખેલાડી થઇ જનવૃતિ મેં રંજન કરી ૪૪

રંગભૂમિ પર આવતાં કરતલ ધ્વનિ ગાજી રહે.
ફુલહાર કલગી અર્પી મુજને શોખીનો રાજી રહે
વિધવા વિવાહ મેં પ્રેમથી તે મિત્રની સાથે કર્યો
સુધરેલ જનની રૂબરૂ સંબંધ અમ પાકો કર્યો ૪૫

નાટક તણા શોખીન યુવકો નિત્ય અમ ઘર આવતા,
મન માનતી બક્ષીસ દઇ મેવા મિઠાઈ લાવતા.
નીત ગાડીઘોડે બેસીને ફરવા જતા ચોપાટીએ,
અમ સુખતરસ્યા પાસથી અવનવી વાની ખાટીએ. ૪૬

કંઈ વર્ષ અમ વીતી ગયાં આ પુત્ર પ્રસવ્યો અમ ઘરે,
સુખ પુત્રનું દીઠે કહો કો હર્ષઘેલાં ના બને ?
આનંદસાગરમાં સદા અમ પ્રીતનૌકા ચાલતી,
મમ સુખ જોઇ સ્વર્ગદેવી મુખ નીચું ઘાલતી ૪૭

લક્ષ્મી વસી અમ ઘેર હોંસે કીર્તિ પણ ફેરાફરે,
કીર્તિ ભૂખ્યાના ઘરભણી તે નજર સરખી નવ કરે.
અણુધારી આવી વાદળી અવદશાની વરસી અરે!
પાણી કર્યું સુખ–શર્કરાનું જોત જોતામાં ખરે. ૪૮

સંબંધી સંગે ઘેર આવી મિત્રની પણિયાત વહુ,
તવ ભેદ ફુટ્યો મિત્રનો હું દીલમહીં દાઝી બહુ.
લાજી સુણાંને જાતમિત્રના શૂદ્રની મનમાં અરે!
બાજી રચી બ્રાહ્મણ કહી એ મિત્ર શત્રુએ ખરે! ૪૯

ધર્મભ્રષ્ટા જાતભ્રષ્ટા થઇ ચુકી છું હું ખરે,
હાથે કીધેલાં કર્મ વાગ્યાં હાય! હૈયામાં અરે!
રોષ હાબ્યો મનમહીં સંતાપ અંતર બાળતો,
આનંદ ઉડયો ગગનમાં આક્રંદ ઓઘ પ્રજાળતો. ૫૦

રે! સાલ પેઠું શોકનું જોઇ મને રીસે ચડે,
પુત્ર મારો જોઈ તેની આંખમાં મરચાં પડે.
શોક માનીતી થઇને હું થઇ અણમાનીતી,
પ્રીત બદલી શત્રુએ તેથી થઇ હું જાણીતી. ૫૧

ખાવામહીં કપડાં મહીં અંતર હવે પડતું ગયું!
રે! શત્રુને મારૂં જીવન કંટક સમુ નડતું થયું!
પ્રેમ ન્હોતો અમમહીં પણ વિષયની લીલા હતી,
હૃદય તૂટયાં ઉભયનાં તે વિષયની લીલા થકી. ૫૨

નાની હતી નખ જેવડી પણ શોક સાપણ સમ હતી,
મર્મભેદી વચનબાણો મારવે ના કમ હતી.
તેનાં નયનના ઝેરથી આકાશના તારા ખરે,
ત્યાં હોય શું મારૂં ગજું કે નયન મારાં ના મરે ? ૫૩

ભંભેરણી સુણી શોક્યની તે શત્રુ મુજને મારતો,
કાને ધરે ના વાત મારી એલ ફેલ ઉચ્ચારતો.
ભંભેરીને ભવ બાળીયો તે વાત યાદ અણાવતી,
ફરહાદનો દઈ દાખલો તે પ્રીતરીત શીખાવતી. ૫૪

દઈ દોષ મુજને તે કહે "મુજ સંગ શીદ આવી અહીં"?
પાષાણ કેરા હૃદયમાં ચેતન કદી આવે નહિ !
પાષાણ હૃદયથી ગિરિવરો દ્રવતા ઝરણ મીઠાં સદા,
પાષાણ હૃદયી માનવી દ્રવતા દયાજલ ના કદા ! ૫૫

રે ! એક દિન એવો હતો જલ માગતાં પય આપતો !
રે ! એક દિન આવ્યો હવે જલ માગતાં વિષ આપતો !
રે ! એક દિન એવો હતો હું આંખની કીકી હતી !
રે ! એક દિન આવ્યો હવે હું આંખનો પાટો બની ! ૫૬

રે ! ભાવ વિણ ભોજન ભુંડા વણ ભાવની ભડકી રૂડી,
રે ! નીરનાં ઝરણાં રૂડાં વણ નીરની સરિતા ભુંડી.
વાદળ વીંટાયલ ચંદ્ર ભુંડો અભ્રવિણ તારા રૂડા,
જંગલ તણાં તરૂવર રૂડાં ફણીધર ભર્યાં ચંદન ભુંડાં. ૫૭

કડવા પીધા દુઃખ ઘુંટડા કડવા થયા દિન ભોજના,
રે ! વજ્ર હૃદયે ના ખમે કડવા અનુભવ રોજના!
આત્મહત્યા કાજ મારૂં મન કુતર્કે ભટકતું,
આત્માથકી પ્રિય બાળ સામે જોઇ અંતર અટકતું. ૫૮

ધર્મના સામ્રાજ્યમાં રે! ધાડ મેં પાડી હતી !
મોહ-મૃગજળપાન કરવા બાજી મેં માંડી હતી !
" મરણ વીતે કર્મફળ " એ વાત સાચીના ભણું,
કર્મફળ આ ભવમહીં છે ભોગવે છુટકો ગણું. ૫૯

મલીન ને મતિમંદ મારી પાપના પરિપાકથી,
ખાઇખતા ઉજાળું પશ્ચાત્તાપ કેરી ખાખથી.
કર્મ-કંટક-શૂળ નીત મારા હૃદયને ડંખતી,
દુષ્પાપના ખાડા મહીંથી છુટવા હું ઝંખતી ૬૦

ઇશભય ગણુતી ન પૂર્વે હવે હરપળ હું ડરૂં.
આથી અધિક કંઇ હાલ બુરા થશે શું ? શંકા કરૂં
રંગભૂમિ ઉમંગ વિણુ શું ? ભલૂં ભૂમિ લીંપવું.
રે ! હૃદયમાં ના રંગ તો હું રંગભૂમિ શું દીપવું ૬૧

મુજ પાઠ મેં ભજવ્યો નહિ શત્રુ ભયો રીસે બહુ
અતિ ત્રાસ તે દિનનો અરે ! આ એક જીભે શું કહું !
રે ! માર મારી હાડ ભાંગ્યાં રૂધીરની ધારા ઉડી !
નાવી દયા તે દૈત્યને હાલત કરી ધૂળથી ભૂંડી ! ૬૨

કાળી કકડતી રાતના કાઢી કકલતી બારણે,
નાદાન બાળક સંગ નીકળી દુઃખ મોચન કારણે.
અમ ઉભયને એક સહીઅર રાતવાસો લઇ ગઇ,
શોક ને શત્રુની સાથે ઉંઘ પણ વેરણ થઇ! ૬૩

પતિ સહીયરનો હતો તેના મને ઉપજી દયા,
અમ હૃદય તૂટયાં સાંધવા મુજ પતિ પાસે તે ગયા
તે એકનો બે ના થયો લાગ્યો મને ધિકકારવા.
કંઇ દાવમાં હું આવું તો મુકે નહિ સંહારવા. ૬૪

ક્રોધવશ શત્રુ થયો પ્રીતિ બધી વિસરી ગયો.
સમજાવતાં સમજ્યો ન સહીયરસ્વામીની સામે થયો!
એળે ગયો અવતાર મારો દુષ્ટએ દીધો દગો!
કુવે ઉતારી વરત વાઢી થાય દુર્જન ના સગો! ૬૫

પુનર્લગ્ન વિષે મલ્યા'તા સાક્ષીરૂપ મહાશયો,
વિનવતા તે શત્રુને, પણ એકનો બે ના થયો.
સહુ સજ્જનોની સહાયથી મેં કોર્ટમાં દાવો કર્યો,
પણ શત્રુ અંતિમ પળ લગી નિર્લજ થવામાં ના ડર્યો ૬૬

કહે કોર્ટને તે બેધડક "મુજ સ્ત્રી ન એ પણ રાખ છે
હું શુદ્રને એ બ્રાહ્મણી અમ હિંદુ લૉની શાખ છે.
અમ ભિન્ન વર્ણનું લગ્ન તે કંઇ લગ્ન શુદ્ધ ગણાયના,
મુજ ધન ઉપર એ માતસુતનો હક કદી કહેવાયના ૬૭

મુંબાપુરીની વડી અદાલત હિંદુ લૉ આધીન હતી,
શઠતા નિહાળી શત્રુની તે ખેદ માંહે લીન હતી,
જો સત્ય વસ્તુ હોય પણ ના કાયદો લાગુ પડે,
તો સત્ય વસ્તુ હારતી જુઠાણું વિજયી નિવડે! ૬૮

પ્રતિવાદી જીત્યો કેસમાં હિનભાગિનીની હાર થઇ!
પ્રતિવાદી કેરો ખર્ચ કોર્ટે મમ શિરે નાખ્યો નહિ
ભોળી અબળા ભોળવી શઠ નીચ લાલચ પુરતાં,
એ હિંદુ લૉ નો કાયદો ઉત્તેજનો જન ક્રૂરતા. ૬૯

પુરૂષપક્ષી કાયદા પુરૂષે રચ્યા એકે મતે,
સ્રીઓ રચત એ કાયદા શઠ દેહદંડ પામ્યો હતે.
અજ્ઞાન અમ અબળા મહીં તેમાં ફસાણી આખરે!
ભોળી અને અજ્ઞાન નારી આમ વિણુ મો'તે મરે! ૭૦

ઘરની રહી નાં ઘાટની અધવચ અરે લુંટાઈ હું!
નિશ્વાસ નાખી શત્રુ પર નિશદીન ફરૂં મુઝાઈ હું.
ઇન્સાફ હારી કોર્ટમાં ઇન્સાફ ઇશ્વર ઘર હતો.
દિલ દુભાયલની દાઝ દીનનાથ દિલમાં ધારતો ૭૧

બાતલ કર્યો મુજ પુત્રને આપ્યો ન તેને વારસો
કોરટ ન આપે ન્યાય પણ છે પ્રભુ પાસે આરસો
કોરટ ચલાવી લે ભલે આવા અધુરા કાયદા
પણ પ્રભુ શઠને દંડ દેવા પળ કરે ના વાયદા. ૨૭

મુજ શત્રુની નારી અચાનક બારીથી નીચે પડી
પડતાં તજ્યા ઝટ પ્રાણ મારી હાય તો અંતે નડી
પ્રપંચીઓ પોબાર પાસા પાડી ખુશ થાએ ખરા
કિરતાર કેરી લાઠીનો ના શબ્દ સંભળાએ જરા ૭૩

હાય ભુંડી ગરીબની એ કાળમૂર્તિ મંત છે
હૃદયજવાળા સાગરોને સુકવવા બળવંત છે.
ફળવંત સૃષ્ટિ વૃષ્ટિ વિણ વેરાન પળમાં થઇ જતી,
સદ્‌ગુણ વિના સંસાર લીલા વિષવૃક્ષ સમી થતી. ૭૪

વિશ્વાસઘાત કરી જનો સુખીયા કદી થાએ નહિ,
પાષાણ પર બેસી નદીને પાર કો જાએ નહિ
વિશ્વાસઘાતી શત્રુએ ભય રાખીયો ના રામનો,
જરજોરૂ ખોયાં પાપમાં બદલો મળ્યો નીચ કામનો. ૭૫

વાવી કૌવચ બીજ કોઈ આમ્રફળ ચાખે નહિ,
વિષપાનથી કો અમર છે એ જ્ઞાની પણ દાખે નહિ.
દીપક બુઝાવી સુરંગમાં કો તિમિરને વામે નહિ,
અધર્મ કેરા કર્મ કરી કો મોક્ષપદ પામે નહિ, ૭૬

ચોરી ઉપર ચોરી થઇ, શત્રુઘરે નવ માસમાં,
પાટુ પડે પડતા ઉપર ક્યાંથી રહે ઉલ્લાસમાં !
નાટક તણો ધધો તજી ભટકેલ થઇ ભટક્યા કરે,
પૂર્વે કરેલાં પાપ તેના હૃદયમાં ખટક્યા કરે. ૭૭

મુજ ભાગ કાઢી શત્રુએ આવી ચડયો મુજ ઘર અરે !
નિર્લજ બની ગતવાત ભૂલવા વિનવણી મારી કરે.
આંસુ વહે ચોધાર આંખે કંઠ ગદગદ થઇ ગયો.
મુજ ચરણમાં પડી દીનવાણી હૃદય ખોલી ઉચર્યો:- ૭૮

અવદશાએ ઘેર્યો હતો અવળી મતિ મારી હતી,
સંતાપવા રે ! મારવા, મેં કસર રાખી ના રતિ !
તુજ શોકની ભંભેરણી સાચી સદા માની લીધી,
મેં મતિમંદ થઇ અરે ! અળખમણી તુજને કીધી, ૭૯

મેં દગલબાજી મૂળથી તુજને ફસાવવા આદરી,
તુજ પતિ સંગે મિત્રતા તુજમાટ મેં પાકી કરી,
થઈ શુદ્ર હું બ્રહ્મણ બન્યો વિશ્વાસઘાતી થઈ અરે
એળે ગયો અવતાર કાણે તુમડે કો ના તરે ૮૦

જો ખતા-ખંજર-છેદથી સૌ અવગુણો નીતરી ગયા
જો દુર્મતિના વમળ પળમાં વહી ગયાં બળગાં થયાં
જો બંધનો છળકપટનાં અતિ ઠોકરે તૂટી ગયાં
જો સીતમની વિજળી પડી મમ ધીર-નીર ખુટી ગયાં ૮૧

લે શરણમાં દીન દાસને દે અભયદાન ઉગારવા,
ભોગી ભ્રમર ડંખે છતાં દે કમળ રસ પરિમળ નવાં
દુઃખસાગરે ડુબું હવે બસ માર કે બસ તાર તું,
ધિક્કાર કે ફિટકાર પણ આધાર તું દાતાર તું ૮૨

એ શત્રુ કેરા બોલ મારા કાનને કંટક સમો,
એ શત્રુ મુખનો ડોળ મારા નેન ને પાવક સમો.
એ શત્રુનો અશ્રુપ્રવાહ દમતો મને તક્ષક સમો.
એ શત્રુનો મેળાપ મારા જીવનનો ભક્ષક સમો ૮૩

કંપી ઉઠી મુજ અંગવેલી આંખમાં અગ્નિ ઝરે.
જીહ્વાગ્ર છુટયું જોરમાં વિખ વાણીમાં વરસ્યા કરેઃ-
રે પાપીઆ! તુજ પાપી પગ પાતાળનાં જગ બાળશે
રે પાપીઆ! ટળ-જા, અધુરૂં જીવન મુજ પ્રજાળશે. ૮૪

દેખા દઇ નાં બાળતો મુજ બાળ માટે હું જીવું.
ના જીગરને ઉકળાવટો મુજ બાળ માટે હું જીવું.
સો વાર ગંગાસ્નાન કરશે શ્વાન, પણ ના સુધરે.
ચાખેલ નાગતણો ભરૂંસો બુદ્ધિહીન ભલે કરે. ૮૫

તું લાખનો ઢગલો કરે હું લાત મારૂં પાધરી.
તું ગુણનો સાગર ભરે હું દષ્ટિ માડું ના જરી.
તું સ્વર્ગનો રાજા બને હું લેશ ના પરવા કરૂં.
તું આભવે કે પરભવે મળજો ન મુજને, વિનવું. ૮૬

મુજને દગો દીધો ભલે! પણ અન્યને દેતો નહિ.
વિશ્વાસનાં વચનો કથાં ત્યમ અન્યને કે' તો નહિ,
ફળ ભોગવી લે પાપનાં મુજ નામ પણ લે તો નહિ.
સાર્થક કરી લે જિંદગી સંસારમાં રડતો નહિ. ૮૭

મુજ બોલ એવા સાંભળી શત્રુ ગયો પળવારમાં,
પાછો મળ્યો ના મુજને મંડયો પ્રભુના પ્યારમાં,
ભકિત કરે છે પર્વતોમાં એક ચિ-તે શિવની
સેવા કરૂં હું પુત્ર સંગે અખિલ જગના જીવની. ૮૮

રટણમાં હરદમ હરિહર અટન તીર્થોમાં કરૂં,
શરણુ હરિનું પામવા હું મરણુની પહેલાં મરૂં.
દમન ઇંદ્રિયનું કરૂં ને વમન આ સંસાર છે,
શમનકર્તા પાપ પ્રભુને નમન વારંવાર છે. ૮૯

પ્રપંચમય સંસારમાં અનનુભવી અબળા ફસે,
સદ્‌ધર્મ નીતિ જ્ઞાનનું અજ્ઞાન અબળામાં વસે.
અજ્ઞાન એ ઉજાવવાનો ધર્મ છે સન્નારીનો,
નિજ દેશભગિની તારવાનો ધર્મ છે સન્નારીનો. ૯૦

નારીતણા ઉદ્ધાર વિણુ કો દેશનો ઉદ્ધારના,
નારી પ્રતિષ્ઠા વિણુ સ્વર્ગીય શોભતો સંસારના.
નારી હૃદય ઉન્નત વિના દેશોન્નતિ દૂર છે,
નારી તણું ચારિત્ર્ય ઘડવાની બહુજ જરૂર છે. ૯૧

ઉપદેશ આપું ફરી ફરી મુજ દેશની સહુનારીને,
અજ્ઞાનપણુમાં હું ફસી ફસશો ન મુજને ભાળીને.
કામી પુરૂષના પ્રપંચો મૃગજળ સમા મોહક અરે,
લલચાય, દોડીજાય, તે અટવાઇ અટવાઇ મરે. ૯૨

ધિક્કાર છે તેને, ફસાવી મોહમાં પરનારને,
ધિક્કાર છે મુજને, અનીતિએ તજ્યો સંસાર મેં !
ધિક્કાર છે તે મદનને જે પાપપંથ બતાવતો,
ધિક્કાર છે તે ન્યાયને અન્યાય ખુલ્લો આપતો ! ૯૩

કર્મકથની બાઇ ! મારી સાંભળે ના ફાયદો,
સદ્ગુણશાળી નારીઓ કીધા વિના ના ફાયદો.
સ્ત્રીધર્મનીતિ કાજ કંઈ યત્નો કરો તો ફાયદો,
ભાવિપ્રજાની માતને કંઈ કેળવો તો ફાયદો. ૯૪

મંડળ રચો સન્નારીનાં નીકળી પડો ઉપદેશવા,
રે ! દેશને ખુણે ખુણે પણ ના ચૂકો ઉપદેશવા.
સ્ત્રી ઉન્નતિના કાયદા સરકારને ઘડવા કહો,
સ્ત્રી ઉન્નતિના ચાહકોને જઇ મદદ કરવા કહો ૯૫

ગૃહ શિક્ષણ નીતિશિક્ષણ, કળાશિક્ષણ શીખવો,
આચાર ને વિચાર ઉંચા નીત કરતાં શીખવો.
ભાન અબળાને કરાવો પ્રપંચી દુનીયા તણું.
ડગલે અને પગલે નડે ક્યાં દુઃખ દુનિયામાં ઘણું, ૯૬

અનસૂયા, મંદોદરી, દ્રુપદસુતા, તારામતી.
દમયંતી, શબરી, પાર્વતી, સાવિત્રી ને સીતાસતી,
આદર્શ એવી સાધ્વીના દાખવો નીત નારીને,
ચારિત્ર્યમાં એ જીવનરેડા જ્ઞાન નીર ચખાડીને. ૯૭

ખટ દુર્ગુણોથી ના ડગે માચા જીતે સંસારની,
એવી બને વીરાંગના તો ઉન્નતિ હદપારની
મનસંયમનની ટેવ પાડી મનોબળ સુદૃઢ કરો.
અજ્ઞાન, દુર્ગુણ, વહેમ જડથડથી સ્ત્રીઓનાં પરહરો. ૯૮

તે સ્ત્રી—

કથની સુણી તમ દુઃખની દુઃખમાં ડુબી ગઈછું ખરે,
છે વાત સાચી તમતણી અજ્ઞાન અબળાઓ મરે!
પાપી પુરુષના પ્રપંચોને આર્યબાળા જાણશે,
તો ઝંપલાશે ના કદી દુઃખ વામશે, સુખ પામશે. ૯૯
સ્ત્રી ઉન્નતિશાળા બધેબધ ખોલશું સૌ નારીઓ,
અમ આર્યગૌરવ જ્ઞાનના જશ બોલશું સૌ નારીઓ.
કેળવીશું હિંદબાળા પ્રેમથી સૌ નારીઓ
મેળવીશું અમરકીર્તિ સ્વર્ગમાં સૌ નારીઓ ૧૦૦
અવળપંથે ચઢેલાં આ લાલદીવો ભાળશે,
તો ભવભર્યા કુવે ન પડતાં સાચવીને ચાલશે.
આખા જીવનમાં પાપ કેરી ગંધના લાગે જરા.
તે દેવ છે, તે દિવ્ય છે, તે શાંતિપદ લાયક ખરા. ૧૦૧



# નવજીવન.

આ યુગ નવા મનુનો જીવન નવું અમારૂં,
શૂરો સિપાઇ થઇને દિલ દેશદાઝ ધારૂં. ૧
હિંદુ નહિ હું ખ્રિસ્તી ના પારસી મુસલમીન,
વસું ધરામાં વસતું આખું કુટુંબ અમારૂં. ૨
જ્યાં જાઉં ત્યાં છે મારા બંધુ પ્રભુના બંદા,
ચોખુંટ ધરતીમાં છે ઘરઆંગણું અમારૂં. ૩
રોતાં અનાથ બાળો, તાપે તપેલ ફૂલો,
હું તેનો તે અમારાં એ એક ધ્યેય પ્યારૂં. ૪
પરવા કરૂં ન કોની પુજું નિજાત્માને,
આત્મામાં વિશ્વ ભાળું, સૌ વિશ્વ એક ધારૂં. ૫
વર્ષે છે સૂર્ય કિરણો, ફુલો ઉપર છે તીડો,
ઉંઘે જગત્ શું ગાફિલ ઢંઢોળીને ઉઠાડું. ૬
જુઓ નભે જુઓને ચમકે નવીન તારા,
જુના સમુદ્રમાંથી રત્નો નવીન કહાડું. ૭
જ્ઞાતિ કુધર્મ રૂઢિની હિંદને છે બેડી,
તે તોડી મુક્ત થાવા પલટણ નવી ઉતારૂં. ૮
શુરો ત્વરા કરોને સમતાનો ધ્વજ ઉડાવો,
નીતિનો શંખ ફુંકો એ ઉન્નતિનું બારૂં. ૯
સત્વર સુધારૂં તેને જે કુપમંડુકો છે,
જે તાતના કુવાનું પીએ છે નીર ખારૂં. ૧૦

# પડો લાનત તને મસ્કા?

જમાનો લાડકો આવ્યો ચઢયો છે ભાવ મસ્કાનો,
વધારી મોંઘવારી આ પડો લાનત તને મસ્કા! ૧

ગુલામીનો બની ફરજંદ તજી સ્વાતંત્ર્ય માતાને,
ગુલામી ધર્મ ફેલાવ્યો પડો લાનત તને મસ્કા! ૨

પાપી સ્વાર્થની ખાતર ગરીબોનાં ગળાં રે'સ્યાં!
કસાઇનો કસાઈ તું પડો લાનત તને મસ્કા! ૩

ઘરાણે મૂકીને અક્કલ શીખ્યો તું પાઠ "હાંજીહાં",
મૂર્ખાને પગે લાગે પડો લાનત તને મસ્કા! ૪

બધા ધંધા મહીં ધંધો ખુશામતનો સહેલો છે,
સ્વીકારી ધાડ મારી તેં પડો લાનત તને મસ્કા! ૫

રચે પ્રપંચની બાજી ફુલાઇને ફરે રાજી,
ખુશામત રાખતો તાજી પડો લાનત તને મસ્કા! ૬

કરે પૉલીસ લઇ મસ્કો ચઢાવે ઓપ પાજીને,
કરે ઘુવડ સમું મોઢું પડો લાનત તને મસ્કા! ૭

ખોદે ખાડ દુનિયામાં પૂરે છે દ્વાર સ્વર્ગોનાં,
અધવચમાં રહ્યો લટકી પડો લાનત તને મસ્કા! ૮

# હવે કર ના દગલબાજી?

અરે દિલદાર દિલ દઇને હવે કર ના દગલબાજી?
ચઢી દુનીઆની દ્રષ્ટિએ હવે કર ના દગલબાજી? ૧
હસી જગ આંગળી કરશે હૃદય તે જોઇ ચણુચણુશે,
નક્કી મરવું મને પડશે હવે કર ના દગલબાજી? ૨
ગુંથી દિલગાંઠ આપણુ બે વસી એકાંતમાં પ્રીતે,
છુટે નહિ કેમ છોડે તું હવે કર ના દગલબાજી? ૩
નયન બે મીટ માંડીને સુધાજલ સ્નેહનું પીતાં,
વમન તેનું કરાવે કાં? હવે કર ના દગલબાજી? ૪
પુરી આ પંખીણી પિંજર પઢાવ્યા પ્રેમના પાઠો,
પીંખે કાં પાંખ તું મા'રી હવે કર ના દગલબાજી? ૫
ખમું હું ઘાવ ખંજરના કરે તું પ્રેમની નસીયત.
સહું ના દિલ ઉઠે તારૂં હવે કર ના દગલબાજી? ૬
દિલ દેતાં ન દઇ દેવું દીધું દિલ તો ન લઇ લેવું,
સહેવું જિંદગી સાટે હવે કર ના દગલબાજી? ૭
થયાં બે પ્રેમીઓ આપણુ હતો સાક્ષી પ્રભુ પાસે,
ડુબવવા પ્રેમ–સાક્ષીને હવે કર ના દગલબાજી? ૮
ડુબવશે તું દગો દઇને નકી પટ પ્રાણુ સુજ જાશે,
પછી હંમેશ પસ્તાશે હવે કર ના દગલબાજી? ૯
અખંડિત ઉજળા પ્રેમે જીવન અજવાળશું સંગે,
અમરનાં દ્વાર ખોલીશું હવે કર ના દગલબાજી? ૧૦

# નિરાશા.

હૃદયકેરી વાડલી ઉજ્જડ કરે કોઇ
સૌંદર્યને પીંજવી ન તે શાંતિ ધરે કોઇ ! ૧

બેસુર તેનો સાંભળી કાને દઉં ડુચો,
હા ! તોય તે ભાળું ખરે ઘુરકયા કરે કોઇ ! ૨

ધૈર્ય કેરી ઢાલ ઓથે હું લપું છાનો,
રક્ત ના ટપકે છતાં વિંધે શરે કોઇ ! ૩

હરિયાળી તેને ના ગમે મમ હૃદયની ક્યારી
મુજ અશ્રુની ધારાવતી ક્યારી ભરે કોઇ ! ૪

હૃદયવાડી ગજવતું બુલબુલ ઉડે ગાતું,
તરફડાવી સખ્તદિલ જીવન હરે કોઇ ! ૫

ચુપચુપ ચકોરી છે પડી છાયું તિમિર ઘાડું,
ઘુવડતણા ઘુત્કાર શબ્દે ભય ભરે કોઇ ! ૬

ટોચે ઉંડા ઉંડાણમાં ઝાંખું કિરણ ભાળું,
તેપર થઇને સ્વાર ઓ આવે ખરૂં કોઇ ! ૭

# છલકે તો ભલે છલકે.

ભરી આપો છલાછલ જામ, વિરમો ના પ્રભુ ! પલકે,
હું મુખ માંડું તમે રેડો, છલકે તો ભલે છલકે. ૧

કરંતાં પાન, જગના રંગ, પલપલના નવા ભાસે,
થવા દો બે નયન ચકચુર, છલકે તો ભલે છલકે. ૨

ઘુમે બ્રહ્માંડનાં દ્રવ્યો, બનીને પાનથી મસ્તાન,
ઉડી આવું ભૂમિથી વ્યોમ, છલકે તો ભલે છલકે. ૩

અધિકારી કરે એ પાન, સુણવા ગાન સૃષ્ટિનાં,
પુરૂં એ ગાનમાં મુજ તાન, છલકે તો ભલે છલકે. ૪

ભર્યા છે વેદ સમયોનાં, ઋષિએ સોમરસ સાગર,
ભરી ભરી આણવા દો કુંભ, છલકે તો ભલે છલકે. ૫

કરીને કલ્પના-નૌકા, હું, વિચરૂં વ્યોમસાગર પર,
ઉડુરત્ને ભરૂં ભૂતલ છલકે તો ભલે છલકે. ૬

છુટે જીહ્વા થકી વચનો, ખરે વચનાવલિ રૂપે,
રસિકોની ભરાંતાં છાબ, છલકે તો ભલે છલકે. ૭

સમીપે જઇ સુધાકરની, સુધાનો કુંભ ભરાવું,
ભિંજાવું તમ આ ધરણી, છલકે તો ભલે છલકે. ૮

જગત્‌ને પાઈ દો પ્યાલો, ઉંઘણુસીઓ ઉઠી ભાગે,
મરેલાં મૃત્યુથી જાગે, છલકે તો ભલે છલકે. ૯
રેલો સ્વર્ગથી ધારા, પ્રભુજી દિવ્ય સ્ફૂર્તિની,
વહી ઉતરે ધરા પર સ્વર્ગ, છલકે તો ભલે છલકે. ૧૦

# કાળે બગાડી બાજી.

ગાફિલ રહે શું બંદા! જોને નજર ઉઠાવી,
કાળે બગાડી બાજી કંઈની બની બનાવી. ૧
પૃથુ પ્રતાપ, અકબર શિવાજી ને સિકંદર,
આશા જીવનની દોરી પાણી સમી વહાવી. ૨
લાખો ઉજાડી વાડી દેવોને પ્રાણ પ્યારી
રોતી ફરે બિચારી ગરદન ગુલે મિલાવી ૩
બુલબુલ કંઇક માર્યાં કંઈ બાગબાં પ્રજાળ્યાં,
કીધાં અમર ન કોને કહું શું જબા હલાવી. ૪
ગુલોના બિસ્તરાપર કાંટા જમે જમાવ્યા,
કંઇ આશકોની પાછળ માશુક મુકી રડાવી. ૫

# પછી પરવા રહે શાની?

લગની પ્રેમની લાગે પછી પરવા ન દુનીઆની ?
નિજાનંદ ઘંટડી વાગે પછી પરવા રહે શાની ? ૧

ઉષાના કે નિશાના રંગ દુનીઆને ભલે રંગે,
પ્રેમી પ્રેમ-રંગ ન્હાયે પછી પરવા રહે શાની ? ૨

કાયા, ધન, વિભવ ભોગી યમને ચોરથી ડરતા,
કરે જો ત્યાગ-વૃત્તિ તો પછી પરવા રહે શાની ? ૩

વીણા, સીતાર, સારંગી જનોને રીઝવે તો શું !
સુણે નીત સુર સોહંના પછી પરવા રહે શાની ? ૪

અરે પરતંત્રતા ભુંડી ઉડાડે નૂર માનવનું,
શીખે સ્વતંત્ર્યના પાઠો પછી પરવા રહે શાની ? ૫

બનીને તાત મારે લાત સુતની સાધુના ઉપર,
સપુત પ્રલ્હાદરૂપ ધારે પછી પરવા રહે શાની ? ૬

કુટિલતા કૈરવે ધારી નમીના દ્રૌપદી, નારી,
હૃદયમાં કૃષ્ણમુરારી પછી પરવા રહે શાની ? ૭

કુછંદી રાવણો હાર્યો સતી સીતા વિજય પામી,
હતી શ્રીરામધુન પ્યારી પછી પરવા રહે શાની ? ૮

નજર સંસારથી વાળી કુટીમાં રહે મશગુલ
વિલોકે દિવ્ય જ્યોતિ ત્યાં પછી પરવા રહે શાની ! ૯



# દિલેનાદાન.



દિલ દીધું નાદાનને દિલદાર ગણીને.
હા ! ભસ્મ કીધું જાલિમે અંગાર બનીને, ૧

કોલ આપ્યા આવીને રે ! જિંદગી ભરના,
તે ભંગ કીધા હાય ! બેદરકાર બનીને. ૨

પગલાં પડે જ્યાં માહરાં ત્યાં ફૂલ પાથરે,
આજે ગયો બદલાઇ ખુંચે ખાર બનીને ૩

પ્રેમરસ પાઇ ઠરવતો દર્દ જીગરના,
ત્યાં આજ કરતો જખ્મ રે ! તલવાર બનીને. ૪

મુખ ના જુએ દિન એક તો દિવાનો થઇ જતો,
પડદો હવે દિલનો કર્યો બદકાર બનીને. ૫

ઈશ્કની છલબલ હતી દિલની તિજોરીમાં
દેવાળું ફૂંક્યું ઇશ્કનું નાદાર બનીને. ૬

# ઘડીની કિંમત.

ઘડિઆળમાં ટં ટં ટકોરા વાગતાં અગિઆરના,
મારી કનેથી કો ઉઠી ગઇ સુંદરી લાગ્યું મને. ૧

હું 'કોણ' કહીને નિરખવા ઝટવારમાં ઉભો થયો,
તે રોષમાં ચાલી ગઇ પગરવ સમું લાગ્યું મને. ૨

તે દુરથી દે નામ "હું ફોકટ ગુમાવેલી ઘડી,"
પકડું છતાં પકડાય ના અદૃશ્ય થઇ લાગ્યું મને. ૩

ઘિડ મામ બોલી અશ્રુ ઢાળ્યા ભગ્ન આશે હું ફર્યો,
સંતાપ પશ્ચાતાપની વરસી ઝડી લાગ્યું મને ૪

સંબોધતું કો સાંભળું મુજને ઉંડા ઉંડાણમાં.
પાપણ ઉઘાડી જોઉં તો કંઈ હર્ષમય લાગ્યું મને ૫

નામ પુછતાં વિનયથી તે બોલી 'હું નૂતન ઘડી'
દોડી નમ્યો પલવારમાં ચેતન મળ્યું લાગ્યું મને. ૬

"વ્યર્થ વિતાડે ઘડી તે પાપ તારે શિર છે"
ઉપદેશ એ મરતાં લગી જાશે નહિ લાગ્યું મને. ૭



ભરી ભરી જામ તેં પાયા લલિત લગની તણા જગને.
કરીને પાન શુધ ભૂલ્યાં કહું બંસી કે મયદાની?



ચોળી કંચુકી મારી અને આ જરકસી સાડી
તોડયો હાર મોતીનો તને કયમ લાજ ના આવે ?

(વધુ માટે જુઓ પાનું ૪૮.

# "નહિ" કોણ?



ડાઘ દિલમાં દર્દના દિલદાર દે, દાના નહિ,
આંખમાં ના પ્યાર તો દિલદાર તે, શાણા નહિ. ૧

દીપ પર કુરબાન ના જે જાન, પરવાના નહિ,
પ્રેમમાં જે વ્હેમ રાખે પ્રેમ-મસ્તાના નહિ. ૨

જરલોભમાં કંઇના ફસાવે જાન, દિવાના નહિ,
નામ લેતાં નેનમાં ના ઘેન, મયખાના નહિ. ૩

એક ઝબુકે આંખ ના મીંચાય, દામિની નહિ.
ચંદ્ર જોતા પાંખડી બીડાય, કમલિની નહિ. ૪

દિલ દર્દથી દાઝે છતાં બોલે ન જે વાચા નહિ,
પૂજાય પાખંડી છતાં બોલે ન જે, સાચા નહિ ૫

ઘન ગર્જના ગાજી ઉઠે ના, કેસરી ઘુબા નહિ,
હાથ પડતાં તાર પર વાગે ન દિલરૂબા નહિ. ૬



# પ્રાર્થના.



શરણુમાં હું પડયો આવી પ્રભુ! મુજને ભુલાવો ના.
જુઠી સંસારની બાજી રમાવીને ફુલાવો ના. ૧

તમારૂં નામ દુનિયામાં પતિતપાવન સહુ જાણે,
નિહાળી દોષ મુજ બાળો નજર ત્યાંથી ચુકાવો ના. ૨

ભયંકર કાળના નદમાં તણાઈ જાઉં છું વેગે,
ગ્રહોને બાંય અબ મારી જરા વિલંબ લગાડો ના. ૩

પડયો હું કર્મબંધનમાં, ગળે ફાંસો પગે જંજીર,
રોવું કયાં સુધી મારે, ચડો વારે દુભાવો ના. ૪

હજારો દુત મારગમાં ઉભા છે પંથ ને ઘેરી,
રહો ને સંગમાં મારી અલગ હે તાત થાઓ ના. ૫

તજ્યાં જગના તમાસા મેં તજી સૌ ભોગની આશા,
તૃષાદર્શનતણી લાગી તૃષાતુર મૂકી જાઓ ના. ૬



# સ્વર્ગને વિનતિ.



ધરતી ઉપર વસ્તી નહિ માનવતણી જે કાળમાં,
સ્વર્ગ ન્હોતું દુર ધરણીથી સમો એવો હતો. ૧

સ્વર્ગની છાંયા ધરાપર સૌખ્ય રૂપે ઉતરતી,
સ્વર્ગ પૃથ્વી ઉભયને બહુ પ્રેમરંગ લાગ્યો હતો. ૨

નિજ તનુમળના બનાવ્યા પૃથ્વી એ સૌ માનવો,
ઇચ્છા હતી કે દિવ્ય બાળો સ્વર્ગ લાવે ભૂતળે ૩

પણ હાય ! દુષ્ટે સ્વજનની લતા પ્રહારે દૂભવી,
સ્વર્ગપર જાત્રા મથ્યા પણુ એકના સ્વર્ગે ગયો. ૪

ભાળીને કૃતઘ્નતા તે સ્વર્ગ મન કોપ્યું અતિ,
આવેશમાં ઉડી ગયું ઉંચે ઉંચે ઉંચાણમાં ૫

સ્વર્ગના વિયોગથી માતા હજી ઝુરી રહી,
હે માત માફી દે અમોને પાપનાંફળ ભોગવ્યાં ૬

સ્વર્ગ તું એ ક્ષમાકર અવનિ ઉપર નિવાસકર
અંતર તજીને ભેટતું માતૃભૂમિને રીઝવશું. ૭



# રૂઢિ રાણી થઇ બેઠી.



અરે અજ્ઞાનની મૂર્તિ કરૂપી કારમી કાળી,
ચલાવે રાજ દુનીઆમાં રૂઢિ રાણી થઈ બેઠી

જગાવે જો હુકમ એતો અસત્ સિંહાસને બેસી
બની બળવાન શાસ્ત્રોથી રૂઢિ રાણી થઇ બેઠી

દિતિ કન્યા છતાં દેવી ગણી સૌ પાય પૂજે છે,
જમાનાની જુઓ તાસીર રૂઢિ રાણી થઇ બેઠી

હેતી શાપ જનને ઘોર જુલ્મી દુષ્ટ એ રાણી
જનો આશીર્વચન ગણતા રૂઢિ રાણી થઇ બેઠી

સૃષ્ટની સુધાવાણી ન સુણવાનો હુકમ કોને,
ગવાડે ગીત પોતાનાં રૂઢિ રાણી થઇ બેઠી

જાગો સૃષ્ટિના ભક્તો રૂઢિના શત્રુ થઈ લાગો,
કહો અન્યાયથી આતો રૂઢિ રાણી થઇ બેઠી

ખણી વિસ્મૃતિનો ખાડો રૂઢિ ઉંડાણમાં ડાટો,
લખાવો કબ્ર તેની પર રૂઢિ રાણી થઈ બેઠી.



# ભારત-સ્તવન.

હે માત ભારત ભૂમિ! ચુમીએ ચરણ તમારાં
સાગર સુનીલ ભેદી હૃદયેવસી અમારા ૧

કો દિવ્ય યોગમાં છે અવતાર તુજ માતા!
ગુણ પ્રાણિવૃંદ ગાતા મહીમા ભર્યો રસાળા ૨

રાત્રિ ગંભિર ગઇ છે ઉગ્યું પ્રભાત મંગળ,
પગલાં ઉદયગિરિ પર શોભી રહ્યાં તમારાં ૩

સાડી સજી કૃપાળી હરિયાળી વલ્કલોની,
કુંજે ભરેલી ભાતો હૈડાં હરે અમારાં ૪

માથે મુગટ વિરાજે હિમવંત શ્વેતરંગી
મુક્તાવલિ ગળામાં ગંગા તણી તમારા ૫

કટિ મેખળા શી ઝળકે મહા નર્મદા નદીની
ગાજી ચરણ પખાળે નીત સાગરો તમારા ૬

કંઠે અભય વચન છે, હૃદયે સપ્રેમ-શાંતિ
હસ્તે સુઅન્નપૂર્તિ મુક્તિ પદે તમારા ૭

જયજય વિશાલ ભાલા! જગતારણી જનુની!
ના ધન્ય કેમ અમને? સંતાન થઇ તમારા ૮

# નંદનવન અમારૂં એ.

અમે તો ધર્મવીરના બાળ અમારા કર્મ વીર પ્રતિપાળ
અમારી ભાર્ત ભૂમિ રસાળ નંદનવન અમારૂં એ ૧
કરીને તેજની પૂજા અમારાં આદ્યઋષિઓ એ,
ઉજાળ્યું દિવ્ય હિંદુસ્તાન નંદનવન અમારૂં એ. ૨
ગોપીચંદ ભર્તૃહરિ સમાએ અમરફળ ચાખ્યાં
અમરફળદાન દેનારૂં નંદનવન અમારૂં એ. ૩
ભર્યાં છે ભાર્તમનુજોએ અમરનાં ધામ દેવોથી
ખરીએ માત સ્વર્ગની ખાણુ નંદનવન અમારૂં એ. ૪
શિયાળો ઉષ્ણુ-વર્ષાકાળ શીખવે કાળ-મર્મો જ્યાં
ખરૂં ત્રિકાળ જ્ઞાનનું સ્થાન નંદનવન અમારૂં એ. ૫
અલૌકિક સામ વેદોના ભર્યા સંગીતના સાગર
સંગીત ધામ હિંદુસ્થાન નંદનવન અમારૂં એ. ૬
પ્રભુએ પૃથ્વીની લીલા ચુંટીને નિર્મ્યું સંગ્રહસ્થાન
તે આ રમ્ય હિંદુસ્તાન નંદનવન અમારૂં એ. ૭
કમલ વનમાં રમે ભાનુ કુમુદિનીવૃંદમાં ઇંદુ
અમરની આ રમણુ ભૂમિ નંદનવન અમારૂં એ. ૮

# સુવર્ણરજ.

——(૦)——

જગને પ્રિય કલ્પલતા રૂડી ઉદ્યોગ-પ્રિયતા જ્યાં
સમય ઉદ્યોગમાં ગાળે પ્રભુની સાનુકુળતા ત્યાં ૧

હૃદયનો હોય જો નિર્ધાર તો સિદ્ધિ સમીપે છે
સ્વયત્નોમાં રહે રાચી ગુરુ તેનોજ તે તો છે ૨

ભરૂંસો દૈવ પર રાખે પુરો કાયર નમાલો તે
પહેરે બંગડી હાથે કપાળે હાથ દે છે તે ૩

ઉઠાવે કામ નિજ શિરપર ભલે તજવા પડે ઘરજર
મરશે સિદ્ધિને ખાતર કરશે કંઈક પણ તે નર ૪

દીયે કર્તવ્યને જે પીઠ જાએ નર્કની વાટે
ગુમાવે ધર્મ નીતિ તે કહીએ સ્વર્ગ ના ખાટે ૫

હૃદય સાત્વિક છે જેનું પુરૂં કૌવત કમાએ છે
હૃદયથી વાણી ના નીકળે સદાએ ફોક થાએ છે ૬

પૈસાને ગણે જે પ્રાણ હુંડી તેની ના પાકી
તોલે ન્યાય પૈસાથી સ્વર્ગે તેનું ના બાકી ૭

આળસ એક મોઝીલું અને બહુ મંદ પંથી છે
ગરીબી ઘેરતી તેને ઝપાટે વેગવંતી છે ૮

સદ્‌ગુણ, સુસ્વભાવતણી અનુપમ છે લતા સુંદર
અતિ વિખ્યાત તેનાં પુલ સદ્‌વર્તન રૂપી મનહર ૯

લીએ જે ઓળખી નિજને એવા સંત દુર્લભ છે
કરવી કોઇની ટીકા અતિએ વાત સુલભ છે ૧૦

તમારી મરજી વશ થાશો ગરીબી હાલ ભોગવશો
હુકમ કુદરતતણા ઝીલશો અમીરી સુખ ભોગવશો ૧૧

મહાત્માનાં હૃદય નિર્મળ ખરે દર્પણ સમાં રૂડાં
દુ:ખી પ્રાણીતણાં પ્રતિબિંબ ભાળીરે, ઉદાસીમાં ૧૨

બનો નિર્દોષ ના પોતે બીજાના દોષ કહેતા ના
વૃથા પુરૂષાર્થ જાએ તો કદી અટકી રહેતા ના ૧૩

---

# રામાયણ—સાર



સીયાવર રાજપદ ત્યાગે પિતાજીના વચન ખાતર
ગયા વન વલ્કલો ધારી રીતિ હોતો એવી હો ૧
તજીને રાજના વૈભવ સીતા સીધાય કંટકવન
થયાં તૈયાર દુઃખ સહેવાં પ્રીતિ હોતો એવી હો ૨
પ્રજા જન દર્શને ઘેલાં જતાં શ્રી રામ વન પંથે
રૂવે ચોધાર આંસુએ કાંતિ હોતો એવી હો ૩
સીતાની શોધ હનુમંતે કુશળતા કષ્ટથી કીધી,
લગાડી આગ લંકાને મૈત્રી હોતો એવી હો ૪
સુણી હાકલ દશાનનની અખિલ બ્રાહ્માંડ ડગમગતું,
વિંધાયો રામ શરથી તે શકિત હો તો એવી હો ૫
તજીને પક્ષ બંધુનો વિભિષણ રામગુણ ગાયે,
ઝુઝયો લંકેશની સાથે ભકિત હોતો એવી હો ૬
તજી સીતા સગર્ભા નાર રામે લોકના વચને,
હૃદયને વજ્ર સમ કીધું નીતિ હોતો એવી હો ૭
હતી નિજ પ્રાણથી પ્યારી છતાં ત્યાગી જનકસુતા
બની વિહ્‌વળ ચુકયા ના ધર્મ શાંતિ હોતો એવી હો ૮
ગુણભંડાર રઘુનંદન પ્રજા હિતકાર જગરાયા
પુજે જન પ્રેમથી પગલાં ખ્યાતિ હોતો એવી હો ૯

# કલ્પના દેવીને.

હે દેવી કલ્પના ! હું નજરો ઉઠાવું જ્યાં જ્યાં,
દેજો તમારાં લોચન, નૂતન નિહાળું ત્યાં ત્યાં, ૧

કરઅંગુલી ગ્રહીને, લઇ જા ગગન પ્રદેશે;
વૈભવ અમર નગરનાં. દાખવ ભરેલ ક્યાં ક્યાં ૨

તરુ પંખીઓની વાણી, સૃષ્ટિની આત્મકથની;
તુજ સંગથી સરલ તે, સુણાવ રહસ્ય ક્યાં ક્યાં, ૩

નક્ષત્ર, સૂર્યમંડળ, પાતાળ, સ્વર્ગ મૃત્યુ;
એના નિયમની ચાવી દાખવ લગાવી ક્યાં ક્યાં, ૪

અનિરૂદ્ધ કલ્પના ! તું તજશે મને લગારે;
આ ભારરૂપ કાયા, લઇને ફરીશ ક્યાં ક્યાં. ૫

તુજ દર્શને દિવાનો, થઇ ઈંદ્રજાળ તોડું;
સંસારની હું બાજી જોઉં, ભુલ્યો છું ક્યાં ક્યાં. ૬

મુજ અંતના સમે, જો આત્મા તને નિહાળે;
તુજ પીઠપર ઉપાડી ઉડજે, "અલેક" જ્યાં જ્યાં. ૭

# મુસાફરને.

મુસાફર છોડને અભિમાન, મારી વાત સુણતો જા
ગુમાવી ગાંઠની મુડી ધરીને ધ્યાન સુણતો જા. ૧
દિશાની ભૂલ તેં કીધી છતી આંખે ઠગાયો તું,
ભૂલો શાને પડયો ભાઇ વતનની યાદ કરતો જા ૨
ફરીને ભર બજારે તું બની ચાલાક સોદો કર,
ખરીદી લે ખરૂં મોતી ધુતારાથી તું ડરતો જા, ૩
તને જો ભૂખ લાગે તો સદાએ ક્રોધને ખાજે,
તરસ લાગે તને પંથે શબુરી જામ પીતો જા, ૪
જગત્‌ના તાપ છે વસમા સહન થાએ ન તારાથી
જઇ સત્‌સંગની છાયા મહીં આરામ કરતો જા. ૫
નદીઓ માર્ગમાં ઘેરે અરે! રોતો નહી અટકી,
તુમડી બાંધ હિંમતની પેલે પાર તરતો જા. ૬
મળે હિંસક પશુઓનાં તને ખાવા ખુની ટોળાં,
લઇને શૌર્યની સમશેર પાપી પ્રાણ હરતો જા. ૭
ન આવે સંગ આ દુનિયા સદા મૃગજળ સમી એતો
કમાઇ પુણ્યની મુડી અભય પંથે વિચારતો જા. ૮
કરે કાં સ્નાન જળ દેખી મલિન મન રાખીને ભુંડા!
શમદમશૌચના તીર્થોમહીં ચિરકાળ ઠરતો જા. ૯
જગત્‌ને ધુતવા ખાતર કદી બગલા ભગત બન ના,
નહિ એ રીત સંતોની સમાધિધ્યાન ધરતો જા. ૧૦

# ભૂખભંજન. (ચૂલો)

હે દેવ ભૂખભંજન! ગુણ ગાઉં શું હું તારા,
જ્યાં જોઉં ત્યાં તું હાજર ભકતો બધાય તારાં. ૧
પૃથ્વી-તનય કહાવે છે ધન્ય ભાગ્ય તા'રૂં,
નીત ઉઠીને પ્રભાતે ચરણે નમંતી દારા. ૨
સન્નારીઓ કરાવે જળસ્નાન શુદ્ધ ભાવે,
પૂજન કરંતી પ્રેમે ઉપકાર જોઈ તારા. ૩
રમણીય કરકમલથી લલના તને લીંપે છે,
ચિરકાળ તારી કાયા કરવા કરે સુધારા. ૪
તું દેવ સૌ ભુવનનો તુજ ધામ છે સુમંગળ,
દિનરાત તારી સેવા કરતાં જનો બિચારાં. ૫
મુખમાં સદાય અગ્નિ આહારમાં અંગારા,
તાપે તપે તપસ્વી! ભોજન કરે તું સારાં. ૬
નિજ અંગ દહન થતાંએ કરતો ન તેની પરવા,
કરવા મનુષ્ય રક્ષા તેં તો લીધા ઇજારા. ૭
કદી કાળ ભંગ કરશે તારી પવિત્ર કાયા,
નિજરૂપમાં તું મળશે પરમાર્થ સાધનારા! ૮
માનવ કુલોની સેવા પ્રાચીન સમયથી કીધી,
અંતિમ સમય સુધી તું ભરશે જીવન અમારાં. ૯
પરમાર્થના નમુના! જનપ્રિય ભૂખભંજન!
જિન બોધ દે જનોને ગુણગાઉં નીત તારા. ૧૦

# કૃષ્ણની બંસી.

અરે ઓ કૃષ્ણની બંસી! મુરીલી મસ્ત દિવાની,
અખિલ જગ તિને ચાહે કહું બંસી કે દિલજાની? ૧
ભરી ભરી જામ તેં પાયા લલિત લગનીતણા જગને,
કરીને પાન શુધ ભૂલ્યાં કહું બંસી કે મયદાની? ૨
પશુ પંખી ચરાચરને ચખાડી સુરની વાની,
કર્યું ગોકુલ તેં ઘેલું કહું બંસી કે મીજબાની? ૩
તારા મોહિની મંત્રો અવનિમાં રમણ કરતા,
બનાવી મસ્ત આલમ તેં કહું બંસી કે મસ્તાની? ૪
અગમ નિગમતણા સાગર ધરા પર તું ભરે પલમાં,
વીણે ગુણરત્ન જ્ઞાનીઓ કહું બંસી કે ગુણખાની? ૫
ઉકેલી ના શકે અજ્ઞો નથી એ વૈખરી વાણી,
ઉકેલે દેવકોટિના કહુ બંસી કે સુરવાણી? ૬
રસિકોની રસિકતાને મધુરસ પાઇ પોષે છે
મણાવે લ્હેજતો રસની કહું બંસી કે રસજ્ઞાની? ૭
સરિતા સાગરો, ઝરણો, તરૂવેલી, પશુપંખી,
નચાવે વિશ્વ આખાને કહું બંસી કે નટરાણી? ૮
રમાડે હાથમાં લઇને કનૈયા કુંજમાં પ્રીતે,
કરે ચુંબન તને ધાડું કહું બંસી કે પટરાણી? ૯

——(૦)——

# વસંતરાણી.



રસિકો ! વસંતરાણી દેવા અમોલ લ્હાણી,
આવી સજી કુસુમો દિવ્યાંગના સમાણી. ૧

કોયલ પ્રતિનિધિની પંખીતણી સમાની,
પંચમસુરે સુણાવે "જય હો વસંતરાણી !" ૨

"જયહો સદાય સ્વાગત, જયહો કદમ મુબારક,
અભિનંદનો અમારાં લેજો કબૂલી રાણી !" ૩

સહકાર-મોર-ઝુમખા શા બાલબાલ પોયા,
ચંપાકળી—કરણફૂલ સજીને સુહાય રાણી ૪

ગું ગું ગુંજાર ભમરા ! જગનાં હૃદયકમળ પર,
ઉચરાવ એક બોલે "લઇએ વસંત માણી" ૫

જે સ્વર્ગમાં મળે ના પીરસાય એવી વાની,
સામિલ થઇ અનંગે આપી સરસ ઉજાણી. ૬

ચાખી ચખાવી સૌએ થોડી ઘણીય લહેજત,
થઇ મસ્ત આખી આલમ રસીલી વસંત જાણી ૭

ગોકુલ તણી ગોવાલણ મદઘેલડી બનીને
જલસ્નાનકાજ આવી ઝરણું નિહાળી પાણી. ૮

છાયી ઘટા નિકુંજે માનવ ન એક પણ ત્યાં,
આવી કદમતળે તે ઘડુલે ભરંત પાણી ૯

તે અંગવસ્ત્ર કાઢી ઝરણા સમીપ ઉતરે,
એવે નિહાળી નટવર શરમાઇ નાર શાણી ૧૦

જયમ ત્યમ લપેટી સાળુ છુપી કદમની ઓથે,
અર્ધી મિચેલ આંખે જોતી અઠંગહાણી ૧૧

નજરો નજર મળતાં પળવારમાં ઠરી ગઇ,
આરસ તણી પ્રતિમા સમ શોભતી રૂપાળી ૧૨

ખીલતી કમલકળીની જોડી રમે નયનમાં,
લટ કેશની શી શોભે પંકિત ભ્રમર સમાણી ! ૧૩

મદજોશની ભરેલી ઝંખી રહી કનૈયા
હદપાર પ્રેમસારે ઉચરી શકી ન વાણી ૧૪

અહીં ધ્યાન મસ્ત સુંદર શોભી રહી સમાધિ
છલકાય પ્રેમ-ભકિત, શાંતિ સુધા સમાણી ૧૫

નિજભાન ને ભૂલી ગઇ જયાં ત્યાં શ્રી કૃષ્ણ ભાળે
એવી અનુપહાણી આપે વસંતરાણી ૧૬



# તને કયમ લાજ ના આવે?

ઠગારા નંદના છૈયા, ઠગારી મોરલી નારી
હજીએ ઢંગ તેના તે, તને કયમ લાજના આવે? ૧
કદમથી ઉતરી હેઠે, કઇ ઘડીએ અહીં આવ્યો
પસારે જાળ જાદુની, તને કયમ લાજના આવે? ૨
સદાનો તું રહ્યો કપટી, ભુલાવીને પડયો લપટી.
નથી હું નાર કંઇ નકટી, તને કયમ લાજના આવે? ૩
કાલિંદી તટે તેં ચીર, ચોર્યાં સહુ સખીઓનાં
અબોલા ત્યારનાં તોઓ, તને કયમ લાજના આવે? ૪
ચોળી કંચુકી મારી, અને આ જરકસી સાડી.
તોડયો હાર મોતીનો, તને કયમ લાજના આવે? ૫
સાસુ મારશે મેણાં, મને આ હાર જોઈને
મારો કંથ વહેમાશે, તને કયમ લાજના આવે? ૬
હું તો લાજવંતી નાર, સાંખી ના શકું એ આળ,
કુવો ઝટ ગોતવો પડશે, તને કયમ લાજના આવે? ૭
કુંવારી હું હતી જ્યારે, ન પરણ્યો મુજને ત્યારે.
છતી બાજી ગયો હારી, તને કયમ લાજના આવે? ૮
કદમ, આ મોર, ને યમુના, કરે છે ઠેકડી જોને
થયો શું છેક બેશરમો, તને કયમ લાજના આવે? ૯
સખીઓ આ ગઇને શરમાઇ, વીણવા મોતીના મિષે.
નજર સંતાડતી નીચે, તને કયમ લાજના આવે? ૧૦



અમે ગયાતી યમુના તીર નાચી હોળી રમવાને
રંગાશે ચીર અણમોલાં ન મારો રંગ પીચકારી

[વધુ માટે જુઓ પાનું ૪૮.



મદહોશની ભરેલી આંખો રહી કનૈયા.
હદપાર પ્રેમભારે ઉચરી શકી ન વાણી.

# ન મારો રંગ-પીચકારી.

ન છેડો નંદના લાલા, તમે તો બાળ બ્રહ્મચારી,
અમે ગોકુલની નારી, ન મારો રંગ-પીચકારી. ૧

અમે ગઇતી યમુના તીર, નાવી હોળી રમવાને,
રંગાશે ચીર અણમોલાં, ન મારો રંગ-પીચકારી. ૨

હતે અમ પાસ પીચકારી, કદી ના હારતે તમથી,
સમો આવે થઇ રહેશે, ન મારો રંગ-પીચકારી. ૩

તમારી છળકપટ નીતિ, છુપાવેલી છતી થઈ છે,
પરા રહેજો પજવશો મા, ન મારો રંગ-પીચકારી. ૪

તલપે રંગ ઝીલવાને, તમારી રાધિકા પ્યારી,
ભિંજાવો તેમને જઇને, ન મારો રંગ-પીચકારી. ૫

તમ શું ખેલવા હોળી, ઘણું મન થાય તોયે શું!
પડી પરવશ અમે કા'ના, ન મારો રંગ-પીચકારી. ૬

ભલે પીચકારીઓ મારો, ભરીને પ્રેમ અણુનીઠયો,
અમે ના રંગમાં રાજી, ન મારો રંગ-પીચકારી. ૭

કહો તો કુંજ પેલીમાં, અમે આલિંગનો દઇએ,
કહો તો પાય પણ પડીએ, ન મારો રંગ-પીચકારી. ૮

# ફૂલરાણી.

સુવાળી સુંદરી શોભે સલુણી શ્વેત ફુલરાણી ?
લીલીમખમલ પથારીએ રમે નાદાન ફુલરાણી ? ૧
સમીર સંગે રૂડા રંગે સરલ સરલા રમત રમતી,
નહિ નિજ ભૂલીલાનું ભાન ભોળી નાર ફુલરાણી ? ૨
બેસી માતને ખોળે ઝુલે, ગાએ મીઠાં ગાનો,
ન જાણે દુનીઆદારી નિખાલસ નાર ફુલરાણી ? ૩
વિનોદી વાત સંધ્યાનો ચુમે આલિંગીને પ્રીતે,
ચુકાવા ચુંબનો તેનાં હલાવે મુખ ફુલરાણી ? ૪
નયન-દિશા નિહાળીને ચપળ સમીરે કહ્યાં વચનો,
"રવિકર-સ્પર્શમાં મોહી મને વિસરાય ફુલરાણી ?" ૫

* * *

સંધ્યા પણ થઈને સ્વાર રજની ડોલતી આવી,
રવિકર-સ્પર્શ-સુખ જાતાં બની બેચેન ફુલરાણી ! ૬
નભે ચમકી રહ્યાં ગ્રહગોળ, રજનીનાં નયન વિલોલ,
રૂચેના પેખવા તેને, બની હતઆશ ફુલરાણી ? ૭
સુતાં ખેતર, સુતાં જંગલ, સુતાં જીવ જંતુઓ સારાં
પતિ વિરહે ન લાગે આંખ રૂવે હાય ! ફુલરાણી ! ૮

રમે ઉદ્યોત કરમાં લઇ કુંજે કુંજ વન દેવી,
ગઇ મધરાત જગ ઉંઘે નિહાળે સ્વપ્ન ફુલરાણી! ૯

આવી વ્યોમથી ઉતરી સુહાગી પ્રેમની દેવી
કહે, "પતિરાજ તુજ મળશે અધીરી થા ન ફુલરાણી!" ૧૦

ગઇ અદૃશ્ય થઈ દેવી, પ્રભાતે સાથીયા પૂર્યા,
નિહાળી નાચતો વાયુ, છતાં જાગે ન ફુલરાણી? ૧૧

શ્રમિત તારાગણો પ્રસ્વેદે ઝાકળ થઇ જગે ટપકે,
અહા! તેથી વળી મૂર્છા! સચેતન થાય ફુલરાણી! ૧૨

છવાયો માંડવો નૂતન દશેદિશ શ્વેત ચન્નીનો,
ગુલાબી ઝુલ પૂર્વે જોઇને મલકાય ફુલરાણી! ૧૩

ઉડે ચંડોલ આકાશે સુનિશ્ચય લગ્નનો કરવા,
જગત્ જાણ્યું થવા સાજન પરણશે આજ ફુલરાણી? ૧૪

પંખી ગાય મંગળ ગીત શરણાઈ સમીર વાયે!
સતત તાલ દે ઝરણાં બની વરઘેલી ફુલરાણી? ૧૫

રથે ચઢીને રવિ આવ્યો સજી સુવર્ણનો જામો
રૂપેરી ચુંદડી ઓઢી રવિકરસ્હાય ફુલરાણી! ૧૬

લાગે લગ્ન વરવહુના થજો સાવધ સહુ સાજન!
ઘુમટનો છુટતાં પડદો મળી પતિસંગ ફુલરાણી! ૧૭

મયુરી, કોકિલા, મેના, ફટાણાં ગાઇ ગાઇને
ગજાવે માંડવો આખો સુણી હરખાય ફુલરાણી ! ૧૮
કવિ મનમોદ પામીને કરે અભિષેક અંતરનો;
"ચિરાયુહો. ચિરાયુહો રવિનૃપ સંગ ફુલરાણી" ! ૧૯

# સંધ્યા.



અનેરી અસ્તગિરિની કુંજમાં, સોહંત નિજ સ્વામી
નિહાળી પ્રેમથી રવિરાય, સંધ્યા મોદમન પામી ૧
નજર ચોરી જરા જોતી, હસી કંઇ મંદ શરમાતી,
કહેતી, "પ્રાણ ઓવારૂં પિયુ પ્યારા ગગન ગામી, ૨
પ્રિયાનો પ્રેમ પરખીને કર્યું ચુંબન સવિતાએ,
સતીના ગાલ પર લાલી ખીલી કાંઈ ના રહી ખામી, ૩
વધાવ્યાં દિવ્ય ફુલડાંઓ લીધાં ઓવારણાં હરખે,
કહેતી, "એક ચુંબનમાં સકળ પરિતાપ હું વામી, ૪
પતિ પરદેશમાં જાતા સજે સંધ્યા સતી ભગવાં
ગગનની પર્ણકુટિમાં સમાધી પ્રેમની સાખી, ૫

# રજની.



ઉઘાડી બારી સંધ્યાની કરે કો ડોકીયું તારા,
ઇશારાથી કહે "આવો રમીશું ખેલ અહીં સારા ૧
લપીને, જોઇને, હસીને ખસેડી તેજનો પડદો,
પ્રવેશી મુગ્ધ બાલિકા પ્રથમ સંધ્યા તણી તારા ૨
'સખી આવો અભય અહીં છે." કહેતાં દોડતી આવી
બીજી ત્રીજી, અરે! નવ લાખ! વ્યાપી વ્યોમમાં તારા ૩

* * * * * * * *

ભરતી અસ્ત સાગરમાં ઉછાળે અવનવાં મોજાં,
વીણી વીણી વ્યોમને અર્પે શકે આ રત્નની માળા. ૪
પવન પર સ્વાર થઇ પુષ્પો ઉડયાં શું કલ્પતરૂઓનાં?
અગર આકાશ ગંગાના ચમકતા દિવ્ય પરપોટા? ૫
ગગનશ્રીએ સજ્યું શું આ ટિકીની વેલનું અંબર?
અગર શું સ્વર્ગના ભંડારનાં ચમકી રહયા મોતી? ૬
અગર શું વિશ્વના શિર પર મુગટ હીરાકણીનો એ?
અગર રજનીસતી દીપમાળ પ્રગટાવી પતિ સ્મરતી ૬

* * * * * * * *

સંતા કુંકડી આ વિશ્વ રમતું ઘોર અંધારે,
ગગન શ્રી ગોતતી ફરતી લઇ નક્ષત્ર દીપકને ૮

કાળો બુરખો ઓઢી દશે દિશા બની બાહુક,
ગગનશ્રીને કરી ભયભીત અંતે હાર ખવરાવી. ૯
ગગનશ્રીએ તિમિરનું શાપ દઈ કાળું વદન કીધું. ૧૦



# હાશ! લાડકડી!



અમારી જાત અબળાની વિધિને ત્યાંય લાડકડી,
ઘડી છે લાડમાં ને લાડમાં અમ કાય લાડકડી ૧
કરવા લાડકી જગમાં ઘડી સૌંદર્ય ચુંટીને,
સમય નવરાશનો સાધી કળા અજમાવી લાડકડી ર ૨
લાડે ચંદ્રવદની કહી કવિ કો મુખકમળ કહીને,
કમળનયના કહી લાડે અમે તો નાર લાડકડી. ૩
અમે ના હોત અવનિમાં હને શૃંગાર રસ શાનો?
રસિકસંસાર રચવાને કહે સૌ કોઈ લાડકડી. ૪
અમે સૃષ્ટિતણી જનની અમે કુદરત અમે માયા,
ખિતાબો એ અમે પામ્યાં કહે ના કોણ લાડકડી. ૫
અમારા નયનઅમૃત-પાનમાં મુસ્તાક થઇ થઇને,
અલખ બસ પ્રેમનો જગવે લઇને નામ લાડકડી. ૬
પુરવા લાડ ગોપીના કનૈયા રાસમાં રમતા,
કહો કયમ ધન્યના કહેશો અમારી જાત લાડકડી. ૭

રસિકોએ અમારી તો રચી રસબોળ રસકથની,
વિયોગે કો ધરે કફની, મરે લઈ નામ લાડકડી. ૮
નખશીખ લે મઢી અમને અલંકારે પ્રીયુ પ્રેમી,
કહે મલકાવીને મુખડું. હું તો કુરબાન લાડકડી. ૯
અમે નમીએ રસીલાને રસીલાઓ નમે અમને,
ચડીએ પ્રેમ–હિંડોળે કહેતાં નાર લાડકડી. ૧૦
**અમારી વાણીમાં ફુલડાં ખરે પગલે પડે મોતી**
**વીણી રસીયા સજી તે હાર કહેતા હાશ લાડકડી ૧૧**



# ચટપટી.

કરે આ કાગડીની પંચ કા, કા, કા, હૃદય–બાળે,
બિચારા પોપટો ને મોર કોયલ સૌ સુગી ભાગે. ૧
દુખે શિર, શાંતિ લય પામી, ચડયું છે ચિત ચકડોળે,
ડુબ્યું મન દુઃખ દરીઆમાં રૂદન કરતું મને લાગે. ૨
દીસેના સૂર્ય! ઉડંતા હૃદય–આકાશમા કાગો,
હૃદય કમળે બિડાયું છે, ગ્રહણ લાગ્યુ મને લાગે. ૩
તિમિરની શી ઝડી લાગી છવાયો કંપ રોમોમાં,
ભરાયા અશ્રુના સાગર પ્રલયનો દાગ એ લાગે. ૪

કરી ચંચુ પ્રહારે ઘા હૃદયને હાય ! ચીરે છે,
હૃદયને ફોલીને તે શુન્યવત કરશે મને લાગે. ૫
વદન પર ને બદન પર જો છવાયે। કાગ-રંગ કાળો'
ખરે સૌ ચટપટી તો કાગડીની પંચ મન લાગે ૬

# લાડકડી.

પજવશો ના મને કોઇ હું અબળા જાત લાડકડી,
દુભવશો ના કટુ વચને હુ કોમળ નાર લાડકડી. ૧
નથી કંઇ વહી જતાં દશભાર મારાં માવતરને બાળ,
હું તો આંધળાની આંખ હૈયા હીર લાડકડી. ૨
મેણાં મારશો મુજને જખમમાં હું મરીશ તેના,
તમને તો બીજી મળશે ખુએ મા બાપ લાડકડી. ૩
મોતીના અલંકારો અગર ફુલો તણી શય્યા,
આપારાં વ્હાલ વીણ લાગે હું પ્રેમાધીન લાડકડી. ૪
તમારાં ભાવવિણ ભોજન કડવાં ઝેર લાગે છે,
સુકા પણ પ્રેમના ટુકડે ગણું આનંદ લાડકડી. ૫
નહોતી સિંચવી ત્યારે કહો શીદ આણીને રોપી !
સુકાઉં પ્રેમ-જળ વિના હું અબળા-વેલ લાડકડી. ૬
ન શીખવી આવડે કોને કદાપિ પ્રીતની રીતિ,
સમુદ્રો પ્રેમના ઉભરાય ત્યાં રક્ષાય લાડકડી. ૭

# પરણીને પિડાવાનું.

કુંવારા કાળમાં ગમતું, પરણીને રિઝાવાનું
પછી તો નીત ચમચમતું, પરણીને પિડાવાનું ૧
છૈયાનું વધ્યું ટળદર, થયાં અધી દઝન પુરાં
બધાં કાજે રળું હું એક, પરણીને પિડાવાનું ૨
કોઇ માગતું માવા નહીં, કે. માગતું મંજા
કોઇ માગતું સુરવાલ, પરણીને પિડાવાનું ૩
ઘડાવું સાંકળા ત્યારે, કરકસા માગતી કંઠી
પછીતો બંગડી માગે, પરણીને પિડાવાનું ૪
ઉઠી નીત રોજ તે વઢતી, સુતા પણ ખુબ ઉકળતી
સ્વપ્નામાંય બડબડતી, પરણીને પિડાવાનું. ૫
ન ભાવ્યું ઉજળું મોઢું, ચઢાવ્યો તોબરો જાણે
મરણ સારૂં મને એથી, પરણીને પિડાવાનું. ૬
સગાં મારાં કદી આવે, થતી રાતી પીળો રંડા
કહાડે રોષ વાસણ પર, પરણીને પીડાવાનું. ૭
અફાળે છોકરાં ભોંયે, ચુંટીહે તાણી તાણીને
રડારોળે ગજાવે પોળ, પરણીને પીડાવાનું ૮
પછી તો પોટલી બાંધી, પિયર તેને વળાવી મેં
હવે હું ના કદી માગીશ, પરણીને પીડાવાનું. ૯
પરણવામાં મળે એ સુખ, તો હું હાથ જોડું છું
ભલું વાંઢાપણું એથી, પરણીને પીડાવાનું. ૧૦

# છતાં માને નહિ મુરખો.

હું પદમાં ભાન ભૂલી જાય, માયાનો સજી બુરખો
ખમે ઠોકર ફૂટે માથું, છતાં માને નહિ મુરખો ૧
કહો સવળું ગણે અવળું મતિ એની ઉંધી લટકે
ઘરેઘર શ્વાન સમ ભટકે છતાં માને નહિ મુરખો ૨
ભલાના બોલ એ કહેતાજ માથાવાઢ તે લાગે,
પછી પસ્તાય તે પુરો છતાં માને નહિ મુરખો. ૩
ભલાની આ નથી દુનીઆ વધુ કહેનાં વધે વાદે,
નડે નવગ્રહની ગોડે છતાં માને નહિ મુરખો. ૪
ભુંડેરા ભોગ ભાળીને ભમે ભમરા મહીં ભૂંડા,
કરે ઘર રાજરોગ તણું છતાં માને નહિ મુરખો. ૫
બળતા ઘરમહીં દોડે તજે છે પ્રાણ ધન સાટે,
"મરતા મોહતજ" કહીએ છતાં માને નહિ મુરખો ૬
વિષને માનીને અમૃત રહે છે મસ્તમન પીજી,
છતું અમૃત ધરો સામે છતાં માને નહિ મુરખો ૭
જ્ઞાનીની પુરવ દિશા ગણે એ નીત આથમણી,
કહો એ મેળ કયાં બેસે? છતાં માને નહિ મુરખો ૮
ગાડરીઆપ્રવાહે જાય મુરખા કસાઇ વાડે
મહાજન આવતા આડે છતાં માને નહિ મુરખો. ૯
અજ્ઞાની સુખે સમજે વધુ અજ્ઞાની તો સહેજે;
દુર્વિંગ્ધને અજ કહે છતાં માને નહિ મુરખો. ૧૦

# પુરો પંડીત તે લાગે.



હતો બ્રાહ્મણ મહાજ્ઞાની વસ્યાંતા વેદ જિહ્વાગ્રે,
પ્રસરી રહી હતી ખ્યાતિ, પુરો પંડીત તે લાગે ૧
શીખાવે "આત્મવત્ સર્વભૂતેષુ" પાઠ શિષ્યોને,
ન તે વર્તન મહીં જોયું પુરો પંડીત તે લાગે. ૨
અતિ વરસાદની ઝડીમાં અજા ઘુસી ગઈ ઘરમાં,
ભરાયો ક્રોધ બ્રાહ્મણમાં પુરો પંડીત તે લાગે! ૩
અજા ધૂજે અતિ ઠંડે છતાં મારતો ડંડે,
પડાવે બૂમ બેં બેં બેં પુરો પંડીત તે લાગે! ૪
બકરી દોડતાં ઘરમાં ફુટી ગઇ પાણીની ગોળી,
પકડી બે પગો પટકી પુરો પંડીત તે લાગે! ૫
અંતે મારી મારીને કરી મુકી પગે લૂલી,
ભગાડી પુર હેલીમાં પુરો પંડીત તે લાગે! ૬
ઘુસી ગઇ આવી ઝટ મુજ ઘેર ખાવા મેં દીધું થુલુ,
ખાતાં 'બે' કરી બોલી:—"પુરો પંડીત તે લાગે"! ૭
અરેરે! વાણીને વર્તન મહીં શું આવડું અંતર?
અને ચંડાળની પ્રતિમા પુરો પંડીત ને લાગે ૮

# છઇએ સહોદર આપણે

સરજ્યાં વિભુએ માનવી, તે સૌ સહોદર આપણાં,
કરી ગાઢ પ્રેમે પરસ્પરે, સૌ એક થઇએ આપણે. ૧
આ ઉચ્ચ માનવમાર્ગ, માનવધર્મ ને સત્કર્મથી,
હેઠે પડયાં ઉઠાડીએ, છઇએ સહોદર આપણે. ૨
કંઇ કંઇ દુરાચારે ચડી, ઘસડાઇ જાતાં રંક આ,
એ બુડતાંને તારીએ છઇએ સહોદર આપણે ૩
ચઢવા મથે કો બાપડાં, નાધાર થઇ નીચે પડે,
લો હાથ તેનો સાહીએ, છઇએ સહોદર આપણે. ૪
જાગ્યું બધું જગ, ને મહા ઉદ્યોગમાં મંડી પડ્યું,
તો એદીને ઢંઢોળીએ, છઇએ સહોદર આપણે. ૫
જગમાં મચ્યો મહાશોર, જીવનનો પ્રબળ સંગ્રામ આ,
આ બધિરને સંભળાવીએ, છઇએ સહોદર આપણે. ૬
કંટક ભર્યો ખાડા અને ટિંબા સુશીઅત માર્ગમાં,
નહિ દેખતાંને દોરીએ છઇએ સહોદર આપણે. ૭
જગ ને જીવન સુકું જુએ, ઉર્મિ અને ઉત્સાહના,
આશા-અમી ત્યાં સીંચીએ, છઇએ સહોદર આપણે. ૮
આ જાતથી તે જન્મથી મહા બંધને બાંધ્યાં રહ્યાં,
એ ગાઢ બંધન તોડીએ, છઇએ સહોદર આપણે. ૯

જુનાં પડળથી ના જુવે, કર્તવ્ય માનવ જાતનું,
ત્યાં દિવ્ય અંજન આંજીએ, છઇએ સહોદર આપણે. ૧૦
આનંદને ઉત્સાહ જીવનમાં ભરી ભરપૂર, ને
મીઠું જીવન બતલાવીએ, છઇએ સહોદર આપણે. ૧૧
નવવલ્લિકાની વેલ ચાહે જો અશોકે લપટવા,
શીઘ્ર બાવળે વળગાડીએ, છઇએ સહોદર આપણે ૧૨
મોંઘાં મૂલો વિધવિધગુણે ફુલડાં ખીલેલાં વાડીએ,
સંભાળી ઐકય ગુંથાવીએ છઇએ સહોદર આપણે. ૧૩
છે "દયા ધર્મનું મુલ" ને "સૌ આત્મવત્ છે પ્રાણીઆં"
એ મંત્ર ઉર ઉતારીએ, છઇએ સહોદર આપણે. ૧૪
ફળવંત કોનું કલ્પદ્રુમ જોઇ નહિ મન બાળીએ,
જઇ મૂળમાં જલ સીંચીએ, છઇએ સહોદર આપણે ૧૫
વસુંધરાનાં રત્ન અંધારે પડયાંને ખોળીએ,
ખરી ખંતથી અજવાળીએ, છઇએ સહોદર આપણે ૧૬
ગુણવંત ગવરી ગાયના પયપાન કરતાં વાછરૂ,
રે રે ! કદી ન વછોડીએ, છઇએ સહોદર આપણે. ૧૭
ઉંડી અનેરી રત્નવંતી જ્ઞાનખાણ ખણાવીએ,
દો દાન દીનતા દાટવા, છઇએ સહોદર આપણે ૧૮
આચાર ને વિચાર કેરી, સૌમ્ય સૃષ્ટિ સજાવીએ,
સ્વર્ગીય નાદ ગજાવીએ, છઇએ સહોદર આપણે. ૧૯

# મનનાં નીર ના ઢોળો.

ઘડીમાં આ ભણી ઢોળો, ઘડીમાં તે ભણી ઢોળો,
બનીને છેક એ દરકાર મનનાં નીર ના ઢોળો. ૧

જશે થઇ ક્ષીણ તે ઝરણું રણોની તપ્ત વેળુમાં,
અરે ! અદૃશ્ય થઇ જાશે, મનનાં નીર ના ઢોળો ૨

દિને દિન લો કરી સંચય, પળે પળ શાંતતા સાધો,
કદાપિ ખળભળાવી તેહ મનનાં નીર ના ઢોળો ૩

તરંગો મૂર્ખતાવાળા કરી. મન ના કરો મેલું,
રાખી સ્થિર મન વામો, મનનાં નીર ના ઢોળો. ૪

નથી દુષ્પ્રાપ્ય કો વસ્તુ જગતમાં શાંતિને સારૂ,
સુલભ છે સાનુકુળ કુદરત, મનનાં નીર ના ઢોળો ૫

વસશે દિવ્ય અસ્તિત્વ પ્રભાવોનાં કિરણવાળું,
અહા ! તે રૂપ્ય નૂર નિદાન, મનનાં નીર ના ઢોળો ૬

કરો નીર નિર્મળાં મનનાં ઝકઝક જો જો ઊંડે છે શી ?
તમારૂં ન્યાહાળો પ્રતિબિંબ, મનનાં નીર ના ઢોળો. ૭

સકલ સૃષ્ટિતણી શોભા સહજ અવલોકશો તેમાં,
સમે તે શાંતિ પદ લેશો, મનનાં નીર ના ઢોળો. ૮

ખગ, મૃગ સિંહ આદિ સૌ તૃષા સંતોખશે નિજની,
નમશે પ્રેમે પાયમાં આવી મનનાં નીર ના ઢોળો. ૯

# નૂતન વર્ષાભિનંદન.

( મ્હેમાન થયા તમે મ્હારા )

આ નૂતન વર્ષની માલા, શણગારશો ગુણવંતા
અમસ્નેહ કુસુમની માલા, સ્વીકારશો ગુણવંતા ટેક.

વીણી માલતીચંપક કળીઓ, મહીં ગુલાબ ભેળો મળીયો,
લઇ તાર ગુંથેલી માલા, શણગારશો ગુણવંતા, ૧

કઈ વર્ષ ગયાં સંસારે, એક વર્ષ વધે અત્યારે
એ સંવત્સરની માલા. શણગારશો ગુણવંતા, ૨

મલયાચલ વાયુ શીતલ સુગંધીત વહે મહીતલ,
તે સમિર તરંગની માલા, શણગારશો ગુણવંતા. ૩

સહુ સૂર્ય ઉદયના કિરણો, વિધવિધ ભર્યા મહીં વર્ણો,
તે રત્નકિરણની માલા, શણગારશો ગુણવંતા ૪

શુભદાન, માન, યશ, વિદ્યા, પરમારથ, ભકિત લજ્જા,
એ સર્વ ગુણોની માલા, શણગારશો ગુણવંતા. ૫

જે દિવ્ય ભર્યો આકાશે. નવનિધતણાં ચોપાસે
તે દિવ્યમણિની માલા, શણગારશો ગુણવંતા. ૬



# પ્રતિજ્ઞા હો તો એવી હો !

અરે ઓ હિંદના બંદા, પ્રતિજ્ઞા હો તો એવી હો ?
છુટેના પ્રાણ જાતાંએ, પ્રતિજ્ઞા હો તો એવી હો ? ૧

બંધુ પ્રેમને કાજે રડાવી, માત કેકેયી
ભરત દે રાજપદ ત્યાગી, પ્રતિજ્ઞા હો તો એવી હો ? ૨

દ્રોણાચાર્ય ટેકીએ, દ્રુપદનું તોડવા અભિમાન.
બતાવ્યો હાથ શિષ્યોનો, પ્રતિજ્ઞા હો તો એવી હો ? ૩

વરાવી મત્સ્યગંધાને, પિતાસંગ ભિષ્મપિતાએ.
અડગ બ્રહ્મચર્ય વ્રત પાળ્યું, પ્રતિજ્ઞા હો તો એવી હો ? ૪

શિખાબંધન દીધું છોડી, સુણી અપમાન ચાણાકયે
નંદનવંશ જડ બાળી, પ્રતિજ્ઞા હો તો એવી હો ? ૫

કટુ વચનો દુઃશાસનનાં સુણીને દ્રૌપદી લાજી.
રુધિર પીધું ભીમે રણમાં, પ્રતિજ્ઞા હો તો એવી હો ? ૬

કર્યું વ્હાલું ન રાજ્યાસન, દીધું છોડી હરિશ્ચંદ્રે.
કરી ચંડાલની સેવા, પ્રતિજ્ઞા હો તો એવી હો ? ૭

પ્રતાપે શિરને સાટે, ન છોડયું લેશ પ્રિય સ્વમાન.
તૃણની પાથરી શય્યા, પ્રતિજ્ઞા હો તો એવી હો ? ૮



# લોકપ્રીય પુસ્તકો ?

"ગુજરાતી" ગાયનમાળા.
પ્રથમ ખણ્ડ આ. ૨ જી. ૦—૬—૦
"ગુજરાતી" ગાયનમાળા.
દ્વિતીય ખણ્ડ આ. ૨ જી. ૦—૬—૦
"ગુજરાતી" ગાયનમાળા.
તૃતિય ખણ્ડ આ. ૨ જી. ૦—૬—૦
"ગુજરાતી" ગાયનમાળા
ચતુર્થ ખણ્ડ આ. ૨ જી. ૦—૬—૦
"ગુજરાતી" ગાયનમાળા.
પંચમ ખણ્ડ આ. ૧લી. ૦—૬—૦
"ગુજરાતી" ગઝલ સાગર
પ્રથમ બિંદુ આ. ૨ જી ૦—૬—૦
લાલ દીવો અથવા
ભાગ્યહિન ભિખારણ (સચિત્ર)
આ. ૨ જી ૦—૮—૦
સદ્‌ગુણી શશીકળા (સચિત્ર) ૦—૬—૦
હિન્દ-કીર્તન (સચિત્ર)
આ. ૨ જી. ૦—૬—૦

ચતુર સુંદર સ્ત્રી વિલાસ
અથવા
મનહર સરળ ગરબાવળી. ૦-૧
જૈતહરે મહેફીલ યાને
ગઝલે ગૌહર કવ્વાલી ૦-૧
મનરંજન રસિક ગાયન સંગ્રહ ૦—૧
દાગે હસરત (ગાયન બાયણુ
સાથે) ૦—૬
બઝ મેફાની ,, ૦—૬
મોહીની ફિર્કે મરીયમ અથવા
ડાકુની દીકરી. ૦-૧૨-૦
રણજીત અને કુસુમ નવલકથા ૨—૦—૦
મધુસુદન (નવલકથા) ૧—૮—૦
સુંદર ગાયનમાળા (છ
ઓખા હરણ સચિત્ર ,
નળાખ્યાન (સચિત્ર) ૯
રંગમાં ભંગ ,,

એ સિવાય બીજી જાતના પુસ્તકો અમારી પાસે મળે છે
લગતાં પણ મળી શકશે. સાહિત્યના પુસ્તકો અવશ્ય મંગાવીએ

મળો અગર લખો—"ગુજરાતી" સાહિત્ય
સલાપત

સુચિપત્ર માટે અડધા આનાની ટીકીટ બીડવા મહેરબાની

